# ગાંધીવિચારદોહન

[ ગાંધીજીની સંમતિપૂર્વક ]

કિશોરલાલ ઘનશ્યામલાલ મશરૂવાળા




નવજીવન પ્રકાશન મંદિર
અમદાવાદ

# ગાંધીવિચારદોહન

[ ગાંધીજીની સંમતિપૂર્વક ]

કિશોરલાલ ઘનશ્યામલાલ મશરૂવાળા




નવજીવન પ્રકાશન મંદિર
અમદાવાદ

જેની કાળજીભરી શુશ્રૂષા વિના આ પુસ્તક લખવું
અને પૂરું કરવું કઠણ થયું હોત, તે
પ્રિય સહધર્મચારિણી
સૌ. ગોમતીને

# સંમતિ

આ વિચારદોહન હું વાંચી ગયો છું. મારા વિચારોનો ભાઈ કિશોરલાલનો પરિચય અસાધારણ છે. જેવો પરિચય તેવી તેની ગ્રહણશક્તિ છે. એટલે મારે બહુ થોડે જ ઠેકાણે ફેરફાર કરવા પડ્યા છે. અમારી બન્ને વચ્ચે ઘણા વિષયોમાં વિચારનું ઐક્ય હોવાથી જોકે ભાષા કેવળ ભાઈ કિશોરલાલની છે છતાં પ્રત્યેક પ્રકરણમાં સંમતિ દેવામાં મને હરકત નથી આવી. ઘણા વિષયોને ટૂંકામાં ભાઈ કિશોરલાલ સમાવી શક્યા છે એ આ દોહનની વિશેષતા છે.

બોરસદ, ૨૦–૫–'૩૫ **મોહનદાસ કરમચંદ ગાંધી**

# બીજી આવૃત્તિનું નિવેદન

આ નાનકડા પુસ્તકની ઉત્પત્તિનું નિમિત્તકારણ વિલેપાર્લેનું ગાંધીવિદ્યાલય છે. એ વિદ્યાલયમાં ગામડાંઓમાં જઈ પ્રજાસેવાનાં કાર્યોમાં પડવાની ઇચ્છાવાળા તરુણોને માટે થોડા માસનો એક તાલીમવર્ગ રાખવામાં આવેલો હતો. એમાં મુખ્યત્વે મહારાષ્ટ્રીય વિદ્યાર્થીઓ હતા. ગાંધીજીના વિચારો અને લેખો જેટલા ગુજરાતમાં જાણીતા છે, તેટલા મહારાષ્ટ્રમાં નથી. આથી એ વિદ્યાલયનો એક વિષય 'ગાંધીજીના સિદ્ધાન્તો અને વિચારોનો પરિચય' એવો રાખેલો હતો. આ વિષય મને સોંપવામાં આવેલો હતો, અને તેને અંગે કરવાની તૈયારીમાંથી આ પુસ્તકની ઉત્પત્તિ થઈ છે.

પછી આ પુસ્તકની યોજના કાકાસાહેબ સાથે ચર્ચી અને તેમને એ પસંદ પડી. અને એ ચર્ચામાં એમ ઠર્યું કે એનાં પ્રકરણો જેમ જેમ લખાતાં જાય, તેમ તેમ ગાંધીજીને મોકલવાં અને તેઓ તેને તપાસી સુધારીને પ્રમાણભૂતતા આપે, જેથી ગાંધીજીની આખી વિચારસરણી રજૂ કરતું એક નાનકડું સર્વોપયોગી પુસ્તક તૈયાર થઈ જાય.

ગાંધીજીએ એ સ્વીકાર્યું પણ ખરું; પણ દેશમાં તેમ જ વિલાયતમાં કામના ભારે બોજાઓ તળે એ બધું જોઈ જવાનો વખત ન મેળવી શક્યા. અને પછી તેઓ તા. ૪થી જાન્યુઆરી ૧૯૩૨ને દિવસે પકડાઈ ગયા. આથી પહેલી આવૃત્તિ એમના

સુધારા વિનાની જ છાપવી પડી હતી.* પણ હવે તો આ પુસ્તક ગાંધીજી આખું તપાસી ગયા છે અને સુધારી ગયા છે એ જણાવતાં આનંદ અને સંતોષ ઊપજે છે. એમણે કરેલા સર્વે સુધારા આમાં દાખલ કર્યા હોય એમાં નવાઈ શું હોય? પણ તે ઉપરાંત હું તથા સાથીઓ પણ પુસ્તકને ફરીથી તપાસી ગયા છીએ, અને ભાષારચનામાં કેટલાક સુધારા કરી, નવાં પ્રકરણો ઉમેર્યાં છે, અથવા કેટલાંક જૂનાંને નવેસરથી લખ્યાં છે, અને તે ઉમેરા ગાંધીજી ફરીથી તપાસી ગયા છે.

આ પુસ્તકમાં ગાંધીજીના લેખોનું તારણ થોડુંક જ છે. એમની ભાષા કે શબ્દોનું દોહન આને નહિ કહી શકાય. કેટલીક વાર વાચકને એમ પણ લાગે કે 'આવું તો ક્યાંયે ગાંધીજીના લેખોમાં વાંચવામાં આવ્યું નથી.' એટલે, વાસ્તવિક રીતે, જે રીતે હું ગાંધીજીના હૃદયને અને વિચારોને સમજ્યો છું તેને મેં, ઘણુંખરું, મારી રીતે અને મારી ભાષામાં આ પુસ્તકમાં મૂક્યાં છે. આથી આની પ્રમાણભૂતતા, ગાંધીજી એને જોઈ ગયા છે છતાં, ગાંધીજીના પોતાના લેખો જેટલી ન ગણી શકાય.

---

* પહેલી આવૃત્તિના નિવેદનમાં છાપ્યું હતું કે 'એમાંનાં જેટલાં પ્રકરણો ગાંધીજી તપાસી જઈ શક્યા છે, તેટલાં આગળ અનુક્રમણિકામાં ફૂદડી (*) કરી છે.' આવી ફૂદડીઓ પહેલી આવૃત્તિમાં કરી પણ છે. પણ પુસ્તક છપાયું ત્યારે હું જેલમાં હતો, અને છપાઈને મારા હાથમાં આવ્યું ત્યારે મારા જોવામાં આવ્યું કે કાંઈક ગફલતથી 'પ્રસ્થાન'ને જે હસ્તલેખ મળ્યો હતો તે ગાંધીજીના સુધારા વિનાનો જ હતો, અને તેથી તેમણે કરેલા સુધારા છપાયા વિનાના જ રહી ગયા હતા. આમ વાચકની કાંઈક ગેરદોરવણી કરવા માટે હું દિલગીર છું.

ગાંધીજીથી પ્રેરિત થયેલા આ યુગમાં સંખ્યાબંધ નાની-મોટી સંસ્થાઓ અસ્તિત્વમાં આવી છે, અને તેમાં અનેક કાર્યકર્તાઓ અનેકવિધ રચનાત્મક પ્રવૃત્તિઓ કરી રહ્યા છે. વળી આત્મશુદ્ધિ તથા સ્વરાજપ્રાપ્તિ માટે તલસતો આમ-પ્રજાનોયે ઘણો મોટો સમૂહ ગાંધીજીના વિચારોને ઝીલવા મથે છે. તે સૌને અનેક રીતે ઉપયોગી કે માર્ગદર્શક થઈ પડે એવું સોળે આની પ્રમાણભૂત આ પુસ્તક ન હોય છતાં આજના પ્રશ્નો અને પ્રમેયો વિષે ગાંધીજીની વિચારસરણી ઠીક રીતે રજૂ કરે છે એમ કહેવાને હવે હરકત નથી.

પહેલી આવૃત્તિ છપાતા પહેલાં જ આ પુસ્તકના બે ખંડોને 'ગુજરાતી'ના તંત્રીએ પોતાના ગાંધીઅંક તથા દિવાળી અંકમાં સ્થાન આપી, પુસ્તકની અંશતઃ પ્રસિદ્ધિ કરી હતી. એ માટે હું એમનો આભારી છું.

શ્રી. ગોકુલભાઈ ભટ્ટે ગાંધીવિદ્યાલય ઉઘાડવાની હઠ ન કરી હોત અને કાકાસાહેબે એ હઠને ટેકો ન આપ્યો હોત તો આ પુસ્તકની કલ્પના ન ઉદ્ભવી હોત એવો સંભવ છે. માટે તેમનો બન્નેનો તથા સ્વામી આનંદ જેમણે આ પુસ્તકની પહેલી આવૃત્તિ વખતે મને અત્યંત પ્રોત્સાહન આપ્યું હતું તેમનો હું આભારી છું.

અને છેવટનું મારું ઋણ ભાઈ રણછોડજી મિસ્ત્રી પ્રત્યે આ પુસ્તકની પહેલી આવૃત્તિ પ્રસિદ્ધ કરવાની જવાબદારી સ્વીકારવા માટે તથા બીજી આવૃત્તિ નવજીવન પ્રકાશન મંદિરને સોંપવાની ઉદારતા માટે છે.

ગાંધીજીના લેખોમાં સ્પષ્ટપણે નથી એવું ઘણું આ પુસ્તકમાં છે, એમ કેટલાકને લાગશે. એ શું ગાંધીજીના કોઈ

અંતરંગ મંડળમાં થતી ચર્ચામાંથી છે? એમ કોઈને શંકા થશે. આવું કાંઈ નથી, એ જણાવવા ઇચ્છું છું. હું એમ માનું છું કે કોઈ સત્પુરુષના વિચારોને માત્ર એમનાં પુસ્તકોના અભ્યાસથી પૂરેપૂરા નથી જાણી શકાતા: એમનો સહવાસ જોઈએ. પણ સહવાસ ઉપરાંત પણ એમનું હૃદય સમજવાનો અને એમની સમગ્ર વિચારસરણીના મૂળ પાયા પકડવાનો પ્રયત્ન હોવો જોઈએ. એ પાયા જો હાથ લાગે તો એમની આખી વિચારસૃષ્ટિ, જેમ ભૂમિતિમાં એક સિદ્ધાંતમાંથી બીજા સિદ્ધાંતો નીકળે છે તેમ, દેખાતી આવે. ગાંધીજીને સમજવાનો મારો પ્રયત્ન આ રીતનો છે. એ કેટલે અંશે સફળ થયો છે તે ગાંધીજી તથા મારી જેમ એમની સાથે જોડાયેલાં મારાં બીજાં ભાઈબહેનો જ કહી શકે.

આ પુસ્તકને લખવાના પ્રયત્નથી હું પોતે જ ગાંધીજીને વિશેષ સ્પષ્ટપણે જોઈ શક્યો છું, એટલે મને પોતાને આ પ્રયત્ન ઘણો લાભદાયી થયો છે; એથી આશા છે કે વાચકને પણ આ પુસ્તક લાભદાયી થશે જ.

અંતમાં, જેમના વિચારોનું દોહન કરવાનો આ પ્રયત્ન કર્યો છે, અને જેમના પ્રેમ અને સમાગમથી સદા અનુગૃહિત બન્યો છું, તે પૂજ્ય બાપુને ચરણે નમ્રતાથી પ્રણામ કરું છું.

**કિશોરલાલ ઘ. મશરૂવાળા**

## ત્રીજી આવૃત્તિ

ત્રીજી આવૃત્તિમાં દાખલ કરેલા નવા ભાગો ગાંધીજી જોઈ ગયા છે. માત્ર ભાષાના સુધારા તેમની પાસે તપાસાવ્યા નથી.

તા. ૧૫-૫-૧૯૪૦ **કિ૦ ઘ૦ મ૦**

## અનુક્રમણિકા



### ખંડ ૧લો : ધર્મ

## ખંડ ૨જો : ધર્મમાર્ગો



## ખંડ ૩જો : સમાજ



## ખંડ ૪થો : સત્યાગ્રહ

## ખંડ ૫મો : સ્વરાજ



## ખંડ ૬ઠ્ઠો : વાણિજ્ય

## ખંડ ૭ મો : ઉદ્યોગ



## ખંડ ૮ મો : ગોપાલન



## ખંડ ૯ મો : ખાદી



## ખંડ ૧૦ મો : સ્વચ્છતા અને આરોગ્ય

## ખંડ ૧૧ મો : કેળવણી

## √ખંડ ૧૨ મો : સાહિત્ય અને કળા



## ખંડ ૧૩ મો : લોકસેવક



## ખંડ ૧૪ મો : સંસ્થાઓ

# ખંડ ૧ લો: ધર્મ

## ૧

## પરમેશ્વર

૧. પરમેશ્વરનો સાક્ષાત્કાર કરવો એટલું એક જ જીવનનું યોગ્ય ધ્યેય છે. જીવનનાં બીજાં બધાં કાર્યો એ ધ્યેયને સિદ્ધ કરવા માટે જ હોવાં જોઈએ.

૨. જે પ્રવૃત્તિઓ એ ધ્યેયને વિરોધી લાગે તેનું સ્થૂળપણે દેખાનારું ફળ ગમે તેટલું લલચાવનારું અને લાભ આપનારું લાગે તોપણ એ પ્રવૃત્તિ ત્યાજ્ય સમજવી જોઈએ.

૩. જે પ્રવૃત્તિ એ ધ્યેયના સાધનભૂત લાગે તે ગમે તેટલી કઠણ, જોખમભરેલી અને સ્થૂળ દૃષ્ટિએ નુકસાન કરાવનારી લાગે, છતાં એ પ્રવૃત્તિ અવશ્ય કરવા યોગ્ય છે.

૪. એ પરમેશ્વરનું સ્વરૂપ મન અને વાણીથી પર છે. એને વિષે આપણે એટલું જ કહી શકીએ કે એ પરમેશ્વર અનંત, અનાદિ, સદા એકરૂપે રહેનાર, વિશ્વના આત્મારૂપ

અથવા આધારરૂપ અને વિશ્વનું કારણ છે. તે ચૈતન્ય અથવા જ્ઞાનસ્વરૂપ છે. એને જ માત્ર સનાતન અસ્તિત્વ છે. બાકી બધું નાશવંત છે. માટે એક નાનકડા શબ્દથી સમજવા માટે આપણે એને સત્ય કહીએ.

૫. આ રીતે પરમેશ્વર એ જ સત્ય છે, અને સત્ય એટલે પરમેશ્વર.

૬. આ જ્ઞાન સત્યરૂપી પરમેશ્વરની નિર્ગુણ ભાવના છે.

૭. જે કાંઈ મને આજે એવું ધર્મ્ય, ન્યાય્ય અને યોગ્ય લાગે છે કે એ કરતાં, સ્વીકારતાં કે પ્રગટ કરતાં મને શરમ લાગે એમ નથી, જે મારે કરવું જ જોઈએ અને જે ન કરું તો હું ઊજળે મોઢે જીવી જ ન શકું, તે મારે માટે સત્ય છે. તે જ મારે માટે પરમેશ્વરનું સગુણ સ્વરૂપ છે.

૮. સત્યની અવિશ્રાંત શોધ કર્યા કરવી, તથા જેવું અને જેટલું સત્ય સમજાયું હોય તેનો ખંતપૂર્વક અમલ કરવો — આનું જ નામ સત્યનો આગ્રહ; અને એ પરમેશ્વરના સાક્ષાત્કારનો સાધન-માર્ગ છે.

૯. સત્ય અનંત અને વિશ્વ અપાર હોવાથી એ શોધનો કદી અંત આવતો નથી. એ રીતે પરમેશ્વરનો સંપૂર્ણ સાક્ષાત્કાર સંભવતો નથી એમ લાગે. સાધક તેથી વિમાસણમાં ન પડે અને અપારને ગમે ત્યાં વલોવવા ન બેસે. પણ પોતાના જીવનમાં જે કાંઈ મોટી કે નાની, મહત્ત્વની કે નજીવી લાગતી પ્રવૃત્તિઓ અને ક્રિયાઓ કરવી પડે છે, તેમાં જ સત્યને શોધે અને તેના પ્રયોગો કરે. તો,

'યથા પિણ્ડે તથા બ્રહ્માણ્ડે' એ ન્યાયે એને સત્ય મળી રહેશે.

૧૦. પોતાની આજુબાજુ અસત્ય, અન્યાય કે અધર્મ ચાલી રહ્યાં હોય તે પ્રત્યે ઉદાસીનપણે જોઈ રહેનાર પુરુષ સત્યનો સાક્ષાત્કાર કરી નહિ શકે. માટે સત્યનો શોધક એ અસત્ય, અન્યાય અને અધર્મના ઉચ્છેદ માટે તીવ્ર પુરુષાર્થ કરશે. અને જ્યાં સુધી એનો સત્યાદિ સાધનોથી ઉચ્છેદ કરવામાં યશ ન મેળવે ત્યાં સુધી પોતાની સત્યની સાધના અપૂર્ણ જ સમજશે. આથી, અસત્ય, અન્યાય તથા અધર્મનો પ્રતિકાર એ પણ સત્યાગ્રહનું આવશ્યક અંગ છે.

૧૧. સર્વે ધર્મો કહે છે, ઇતિહાસ પણ સાક્ષી પૂરે છે, અને અનુભવમાં પણ આવે છે કે અસત્ય, હિંસા વગેરેથી ભરેલાં સાધનો દ્વારા એ સત્યની શોધ અશક્ય છે. તેમ જ, સંયમ, વ્રત, ઉપાસના વગેરેથી ચિત્તને શુદ્ધ કરવાના પ્રયત્ન વિના પણ એનું જ્ઞાન થતું નથી. માટે હવે પછી જણાવેલાં વ્રતો વગેરેને ઈશ્વરસાક્ષાત્કારનાં અનિવાર્ય સાધનો ગણ્યાં છે.

## ૨

## સત્ય

૧. સત્ય એટલે પરમેશ્વર — એ સત્યનો પર અથવા ઊંચો અર્થ થયો. એના અપર અથવા સાધારણ અર્થમાં સત્ય એટલે સત્ય આગ્રહ, સત્ય વિચાર, સત્ય વાણી અને સત્ય કર્મ.

૨. જે સત્ય છે તે જ લાંબે હિસાબે હિતકર અથવા ભલું છે. માટે સત્ય અથવા સતનો અર્થ ભલું પણ થાય છે; અને જે સત્ય આગ્રહ, સત્ય વિચાર, સત્ય વાણી અને સત્ય કર્મ છે, તે જ સદાગ્રહ, સદ્વિચાર, સદ્વાણી અને સત્કર્મ છે.

૩. જે સત્ય અને સનાતન નિયમોથી વિશ્વનું જડચેતન તંત્ર ચાલે છે તેની અવિશ્રાંત શોધ કરતાં રહેવું, અને તે મુજબ પોતાના જીવનને ઘડતાં રહેવું, તથા અસત્યનો સત્યાદિ સાધનો દ્વારા પ્રતીકાર કરવો તે સત્યાગ્રહ છે.

૪. જે વિચાર આપણી રાગદ્વેષ વિનાની, નિષ્પક્ષપાત, તથા શ્રદ્ધા અને ભક્તિયુક્ત બુદ્ધિને સદાને માટે, કે જે સંજોગો જોઈ શકાય તે સંજોગોમાં શક્ય તેટલા લાંબા સમયને માટે, યોગ્ય અને ન્યાય્ય લાગે, તે આપણે માટે સત્ય વિચાર છે.

૫. જે વાણી જેવી આપણને માહિતી છે તેવી જ હકીકત, ફરજ આવી પડે ત્યારે, બરાબર રજૂ કરે છે, અને એમાંથી જુદો ભાસ ઊપજે એ રીતે કાંઈ ઓછું કે વત્તું કરવાનો પ્રયત્ન કરતી નથી તે સત્ય વાણી છે.

૬. વિચારથી જે સત્ય લાગે તેનું જ સવિવેક આચરણ તે સત્ય કર્મ છે.

૭. પર સત્ય જે પરમેશ્વર, તેને જાણવા માટે અપર સત્ય એ સાધન છે એમ કહો; અથવા, સત્ય આગ્રહ, સત્ય વિચાર, સત્ય વાણી અને સત્ય કર્મની — એટલે અપર સત્યના પાલનની — પૂર્ણ સિદ્ધિ એ જ પરમેશ્વરનો સાક્ષાત્કાર છે એમ કહો; સાધકને માટે બંનેમાં ભેદ નથી.

## ૩

# અહિંસા

૧. સામાન્ય રીતે લોકો સત્ય એટલે સત્યવાદીપણું એટલો જ સ્થૂળ અર્થ સમજે છે. પણ સત્ય વાણીમાં સત્યના પાલનનો પૂરો સમાવેશ થતો નથી; તેમ સામાન્ય રીતે લોકો બીજા જીવને મારવો નહિ, એટલો જ અહિંસાનો સ્થૂળ અર્થ કરે છે; પણ કેવળ પ્રાણ ન લેવો એટલેથી અહિંસાની સાધના પૂરી થતી નથી.

૨. અહિંસા એ માત્ર આચરણનો સ્થૂળ નિયમ નથી, પણ એ મનની વૃત્તિ છે. જે વૃત્તિમાં ક્યાંય પણ દ્વેષની ગંધ સરખી રહે નહિ તે અહિંસા.

૩. એવી અહિંસા સત્યના જેટલી જ વ્યાપક છે. એવી અહિંસાની સિદ્ધિ થયા વિના સત્યની સિદ્ધિ થવી અશક્ય છે. માટે સત્ય એ બીજી રીતે જોઈએ તો અહિંસાની પરાકાષ્ઠા જ છે. પૂર્ણ સત્ય અને પૂર્ણ અહિંસામાં ભેદ નથી; છતાં, સમજવાની સગવડ માટે સત્યને સાધ્ય અને અહિંસાને સાધન ગણ્યું છે.

૪. આ—સત્ય અને અહિંસા—સિક્કાની બે બાજુઓની જેમ એક જ સનાતન વસ્તુની બે બાજુઓ જેવી છે.

૫. ઈશ્વર પ્રેમસ્વરૂપ છે એમ જે અનેક ધર્મોમાં કહેવામાં આવ્યું છે, તે પ્રેમ અને આ અહિંસા જુદાં નથી.

૬. પ્રેમનું શુદ્ધ વ્યાપક સ્વરૂપ તે અહિંસા. જે પ્રેમમાં રાગ કે મોહની ગંધ આવે છે તે અહિંસા ન હોય. જ્યાં રાગમોહ હોય ત્યાં દ્વેષનું બીજ પણ હશે જ. પ્રેમમાં ઘણી વાર રાગદ્વેષ જોવામાં આવે છે. માટે તત્ત્વવેત્તાઓએ પ્રેમ શબ્દ ન વાપરતાં, અહિંસા શબ્દ યોજીને તે પરમ ધર્મ છે એમ કહ્યું છે.

૭. બીજાનાં શરીર કે મનને દુઃખ કે ઈજા ન પહોંચાડવાં એટલો જ અહિંસાધર્મ નથી; પણ એને અહિંસાધર્મનું એક નજરે ચડી આવનારું લક્ષણ સામાન્યપણે કહી શકાય. બીજાનાં શરીર કે મનને સ્થૂળ દૃષ્ટિએ દુઃખ કે ઈજા પહોંચતાં જણાતાં હોય, છતાં તેમાં શુદ્ધ અહિંસાધર્મનું પાલન હોય એ શક્ય છે. એથી ઊલટું, એવાં દુઃખ કે ઈજા પહોંચાડ્યાનો આક્ષેપ મૂકી શકાય એવું કશું ન કર્યું હોય, છતાં એ માણસે હિંસા કરી હોય એમ બને. અહિંસાનો ભાવ નજરે ચડનારાં પરિણામમાં જ નથી, પણ અંતઃકરણની રાગદ્વેષ વિનાની સ્થિતિમાં છે.

૮. છતાં નજરે ચડનારાં લક્ષણ પ્રત્યે દુર્લક્ષ કરવાનું નથી. કારણ, એ સ્થૂળ સાધન હોય તોયે પોતાના કે બીજાના હૃદયમાં અહિંસાવૃત્તિ કેટલી વિકાસ પામી છે તેનું એ લક્ષણથી સામાન્યપણે માપ મળી આવે છે. બીજાં ભૂતપ્રાણીને ઉદ્વેગ ન થાય એવાં વાણી અને કર્મ જોવામાં આવે, તે પરથી જ, સામાન્ય જીવનમાં તો, એનામાં કેટલી અહિંસા પોષાઈ છે તેનું પ્રત્યક્ષ પારખું થઈ શકે છે.

અહિંસામય દુઃખ દેવાના પ્રસંગ આવે છે ખરા, પણ ત્યારે તેમાં રહેલી અહિંસા સ્પષ્ટ દેખાય છે. જ્યાં સ્વાર્થની લેશ પણ ગંધ છે ત્યાં પૂર્ણ અહિંસા ન સંભવે.

૯. પણ એટલેથી અહિંસાની સાધના પૂરી થયેલી ન ગણાય. અહિંસાનો સાધક કેવળ પ્રાણીઓને ઉદ્વેગ કરનારાં વાણી અને કર્મ ન બોલીને, ન કરીને, કે મનમાંયે તેમને વિષે દ્વેષભાવ ન આવવા દઈને સંતોષ નહિ માને; પણ જગતના ચાલુ દુઃખનું દર્શન કરવાનો, અને તેના ઉપાયોનું ધ્યાન ધરવાનો પ્રયત્ન કરતો રહેશે, તથા બીજાંના સુખ સારુ પોતે રાજીખુશીથી ઘસારો સહન કરશે. એટલે અહિંસા એ કેવળ નિવૃત્તિરૂપ કર્મ કે નિષ્ક્રિયા નથી, પણ બળવાન પ્રવૃત્તિ અથવા પ્રક્રિયા છે.

૧૦. અહિંસામાં તીવ્ર કાર્યસાધક શક્તિ રહેલી છે. એમાં રહેલી અમોઘ શક્તિનું હજુ પૂર્ણ સંશોધન થયું નથી. 'અહિંસાની નિકટમાં સર્વ ઝેરવેર શમી જાય છે,' એ સૂત્ર પોથીમાંનું રીંગણું નથી, પણ ઋષિનું અનુભવવાક્ય છે. જાણે અજાણે, કુદરતી પ્રેરણાથી, સર્વે પ્રાણીઓએ એક બીજા માટે ઘસાવાનો ધર્મ ઓળખેલો છે, અને તેના આચરણથી સંસારને નિભાવ્યો છે. છતાં એ શક્તિનો સંપૂર્ણ વિકાસ, અને સર્વ કાર્યો અને પ્રસંગો માટે એના પ્રયોગનો માર્ગ, હજુ જ્ઞાનપૂર્વક ખેડાયો નથી. હિંસાના માર્ગોનું ખેડાણ અને સંગઠન કરવાને માણસે જેટલો દીર્ઘ ઉદ્યોગ કર્યો છે, અને તેનું ઘણે અંશે શાસ્ત્ર બનાવી મૂકવામાં સફળતા મેળવી છે, તેટલો જો અહિંસાની શક્તિના ખેડાણ અને સંગઠન માટે કરે તો માણસજાતિનાં દુઃખોનાં નિવારણ માટે એક અમૂલ્ય, કદી વ્યર્થ ન જનારું,

અને પરિણામે ઉભય પક્ષનું કલ્યાણ કરનારું એ સાધન છે એમ સિદ્ધ થાય.

૧૧. જે શ્રદ્ધા અને ઉદ્યોગથી વિજ્ઞાનશાસ્ત્રી કુદરતની શક્તિઓની શોધ કરે છે, અને તેના નિયમોને વિવિધ રીતે વ્યવહારમાં ઉતારવા પ્રયત્ન કરે છે, તેવી જ શ્રદ્ધા અને ઉદ્યોગથી અહિંસાશક્તિની શોધ કરવાની, અને તેના નિયમોને વ્યવહારમાં ઉતારવાનો પ્રયત્ન કરવાની આવશ્યકતા છે.

# ૪

# બ્રહ્મચર્ય

૧. જેમ અહિંસા વિના સત્યની સિદ્ધિ સંભવતી નથી, તેમ બ્રહ્મચર્ય વિના સત્ય તેમ જ અહિંસા બન્નેની સિદ્ધિ અશક્ય છે.

✓૨. બ્રહ્મચર્ય એટલે બ્રહ્મ અથવા પરમેશ્વરને માર્ગે ચાલવું તે; એટલે મન તથા ઇંદ્રિયોને પરમેશ્વરને માર્ગે રાખવાં તે.

૩. રાગાદિક વિકાર વિના અબ્રહ્મચર્ય એટલે ઇંદ્રિય-પરાયણતા થઈ ન શકે, અને વિકારી મનુષ્ય સત્ય કે અહિંસાનું પૂર્ણ પાલન કરી ન શકે; એટલે કે આધ્યાત્મિક પૂર્ણતા પ્રાપ્ત ન જ કરી શકે.

૪. માટે બ્રહ્મચર્ય એટલે કેવળ વીર્યરક્ષા અથવા કામજય એટલું જ નહિ, પણ એમાં બધી જ ઇંદ્રિયોનો સંયમ આવશ્યક છે.

૫. પણ જેમ સત્યનો સ્થૂળ અર્થ સત્ય વાણી અને અહિંસાનો સ્થૂળ અર્થ પ્રાણ ન લેવો એવો થયો છે, તેમ બ્રહ્મચર્ય એટલે કામજય એટલો જ અર્થ કરવામાં આવે છે. આનું કારણ એ છે કે મનુષ્યને કામજય એ જ વધારેમાં વધારે કઠણ ઇંદ્રિયજય લાગે છે.

૬. વાસ્તવિક રીતે, અન્ય ઇંદ્રિયોનો થોડોક પણ ભોગ જીવનના સુખરૂપ નિર્વાહ માટે આવશ્યક થાય છે: પણ, બ્રહ્મચર્યથી જીવનનિર્વાહ અશક્ય નથી થતો, ઊલટું વધારે સારી રીતે અને તેજસ્વી થાય છે.

૭. આજીવન નૈષ્ઠિક બ્રહ્મચારીને જીવનની પૂર્ણતા અને પરમાનંદ પ્રાપ્ત કરવાની જેટલી આશા અને અનુકૂળતા છે તેટલી અબ્રહ્મચારીને નથી. એવાં સ્ત્રીપુરુષનાં જીવન અવિવાહિત અને વિવાહિત બંનેને દીવાદાંડીરૂપ છે.

૮. પણ બીજાં પ્રાણીઓ કરતાં મનુષ્ય આહારવિહારમાં વધારે સ્વતંત્રતા ભોગવે છે અને તેથી તે સર્વે ઇંદ્રિયોના ભોગો વધારે કરે છે. આથી એને કેવળ વર્ષના અમુક દિવસોમાં જ કામનો વેગ નથી આવતો, પણ એ એને નિરંતર પોષે છે. આમ કામવિકાર એનો નિરંતરનો રોગ બનેલો હોવાથી, એને જીતવો એને માટે કઠણમાં કઠણ બન્યો છે.

૯. પણ વિચારી માણસ જોઈ શકે કે બીજી ઇંદ્રિયોને પોષ્યા વિના કામને બહુ પોષણ મળે નહિ, અને બીજી ઇંદ્રિયોને જીત્યા વિના કામજયની આશા રાખવી મિથ્યા છે.

૧૦. એવી રીતે પ્રયત્ન કરનાર સ્ત્રીપુરુષ માટે બ્રહ્મચર્યનું પાલન સામાન્ય રીતે ધારવામાં આવે છે તેટલું કઠણ નથી.

# ૫

# અસ્વાદ

આમ એક વ્રત બીજા વ્રતને નોતરે છે.

૧. એક ઇંદ્રિય પણ સ્વચ્છંદી બની જાય તો બીજી ઇંદ્રિયો પર મેળવેલા કાબૂને ઢીલો કરી દે છે. તેમાંયે, બ્રહ્મચર્યની દૃષ્ટિએ, જીતવાને સૌથી કઠણ અને મહત્ત્વની ઇંદ્રિય સ્વાદની છે. એના ઉપર સ્પષ્ટ ધ્યાન રહે તે માટે સ્વાદજયને વ્રતમાં ખાસ સ્થાન આપ્યું છે.

૨. શરીરમાં ઘસાઈ જતાં તત્ત્વોને પાછાં ભરી કાઢવાં અને એ રીતે શરીરને કામ કરી શકે એવી સ્થિતિમાં રાખવું — એ માટે આહારની જરૂર છે. તેથી, એ દૃષ્ટિ રાખીને જ જેટલા અને જે જાતના આહારની જરૂર હોય તે જ ખાવો જોઈએ. સ્વાદ માટે — એટલે જીભને ગમે છે એટલા માટે — કશું ખાવું કે ખોરાકમાં ભેળવવું, અથવા અધિક આહાર કરવો એ અસ્વાદવ્રતનો ભંગ છે.

૩. અસ્વાદવૃત્તિથી ચાલતા સંયુક્ત રસોડામાં જઈને ત્યાં જે ખોરાક તૈયાર થયો હોય તેમાંથી જે આપણે ત્યજ્યો ન હોય તેવો ખોરાક ઈશ્વરનો અનુગ્રહ માની, મનમાં પણ તેની ટીકા કર્યા વિના, સંતોષપૂર્વક અને શરીરને આવશ્યક હોય તેટલો ખાઈ લેવો એ અસ્વાદવ્રતમાં બહુ મદદગાર છે.

## ૬

# અસ્તેય

૧. પારકાની માલિકીની વસ્તુ ન લેવી એટલો જ અસ્તેયનો અર્થ નથી. પોતાની ગણાતી હોય, પણ પોતાને તેની જરૂર ન હોય, છતાં તેનો ઉપયોગ કરવો એ પણ ચોરી જ છે. બીજાની વસ્તુ પર દૃષ્ટિ બગાડવી એ માનસિક ચોરી છે. બીજાના વિચાર કે શોધને જાણી લઈ પોતાનાં તરીકે રજૂ કરવાં એ વિચારની ચોરી છે.

૨. આપણે જગતની બધી વસ્તુઓ પરમેશ્વરની માલિકીની સમજીએ અને પ્રાણીમાત્રને તેના કર્તાહર્તાપણા નીચે રહેલા વિશાળ કુટુંબરૂપે સમજીએ, તો જગતમાંથી સાવ આવશ્યક વસ્તુઓનો માત્ર ઉપભોગ કરવાનો આપણને અધિકાર રહે છે. એના પર એથી વધારે અધિકાર સમજવો એ ચોરી છે.

૭

# અપરિગ્રહ

૧. અસ્તેય અને અપરિગ્રહ વચ્ચે ઘણો થોડો ભેદ છે. જે પોતાને આજે આવશ્યક નથી, તે ભવિષ્યની ચિંતા કરી સંઘરી રાખવું એ પરિગ્રહ છે. પરમેશ્વર ઉપર વિશ્વાસ રાખનાર એમ માને છે કે, જે વસ્તુની જ્યારે ચોખ્ખી જરૂર હશે જ ત્યારે તે મળી જ રહેશે. આથી તે કશાના સંગ્રહની ઉપાધિમાં પડતો નથી.

૨. આનો અર્થ એ નથી કે જે શક્તિમાન છતાં મહેનત કરતો નથી, તેની પણ જરૂરિયાતો પરમેશ્વર પૂરી પાડે છે. જેની શ્રમ કરવાની દાનત નથી અથવા જે શ્રમને આપત્તિ સમજે છે, તેને તો પરમેશ્વર પૂરો પાડનારો છે એવો વિશ્વાસ જ બેસતો નથી, અને તે પોતાની પરિગ્રહ-શક્તિ પર જ આધાર રાખે છે. પણ, જે શક્તિ હોય ત્યારે પૂરેપૂરો શ્રમ કરે છે અને શ્રમ કરવામાં જ પ્રતિષ્ઠા સમજે છે, પણ અપરિગ્રહી રહે છે, તેના નિર્વાહની પરમેશ્વર ચિંતા કરે છે.

૩. વળી, આનો અર્થ એ નથી કે સમાજમાં રહી અપરિગ્રહવ્રતનું પાલન કરવા ઇચ્છનાર માણસ પોતાની પાસે આવેલી વસ્તુઓને રસ્તા પર મૂકી આવે કે બગડવા દે. એ પોતાને એ વસ્તુઓનો રક્ષક સમજે અને તેની

બરાબર સંભાળ લે; પરંતુ એક ક્ષણ પણ પોતાને એનો માલિક નહિ સમજે. આથી, જેને માટે એનો વપરાશ કરવો ઘટિત હોય, તેને એનો ઉપયોગ કરવા દેવામાં એ અડચણ નહિ નાખે. પોતાને કે પોતાનાં બાળબચ્ચાંને કામ આવશે એમ સમજીને, જે એક ચીંથરું જ બાંધી રાખે છે અને બીજાને જરૂર છતાં વાપરવા દેતો નથી તે પરિગ્રહી છે. એવી વૃત્તિ વિનાનો લાખ રૂપિયાની મૂડી પર બેઠેલો માણસ અપરિગ્રહી છે.

## ૮

## શરીરશ્રમ

૧. જીવનને આવશ્યક પદાર્થો ઉત્પન્ન કરવા માટે જાતે શારીરિક પરિશ્રમ કરવો એ અસ્તેય અને અપરિગ્રહમાંથી ઉદ્ભવતો સીધો નિયમ છે. પરિશ્રમ વિના જે પદાર્થો ઊપજતા નથી, અને જેના વિના જીવન નભી શકતું નથી, તે માટે જાતમહેનત કર્યા વિના તેનો ઉપભોગ કરીએ તો જગત પ્રત્યે આપણે ચોર ઠરીએ છીએ.

૨. આવો પરિશ્રમ પારમાર્થિક ભાવે કરવો તેનું નામ યજ્ઞ. પોતે કરેલા પરિશ્રમથી ઉત્પન્ન થયેલા પદાર્થોનો પોતે જ ઉપભોગ કરવાની અભિલાષા રાખે તો તે સકામ કર્મ કહેવાય. તેવી અભિલાષા વિના આટલા પદાર્થો જગત

માટે ઉત્પન્ન થવા જ જોઈએ એમ સમજી તે માટે પરિશ્રમ કરે તે નિષ્કામ કર્મ થાય, અને તે યજ્ઞ છે.

૩. મળ, કચરો વગેરે અનર્થકારી પદાર્થોની ઘટતી વ્યવસ્થા માટે કરેલો પરિશ્રમ પણ યજ્ઞનો જ પ્રકાર કહી શકાય. તેવો પરિશ્રમ દરેકે કરવો જોઈએ જ.

૪. આ દૃષ્ટિએ તપાસતાં માલૂમ પડી આવે છે કે આપણે બધા જે ભણેલાગણેલા કહેવાઈએ છીએ, તે જાત-મહેનતથી ઉત્પન્ન કરી શકીએ તેથી બહુ વધારે પદાર્થોનો ઉપભોગ કરીએ છીએ અને નકામો સંગ્રહ કરી રાખીએ છીએ. વળી અનર્થકારી વસ્તુઓની ઘટતી વ્યવસ્થા કરવા માટે આપણે ભાગ્યે જ જાતમહેનત કરીએ છીએ. આથી અનેક પ્રાણીઓને તંગી અને હાડમારી ભોગવવી પડે છે. એટલે, આપણે અસ્તેય અને અપરિગ્રહવ્રતનો ક્ષણે ક્ષણે ભંગ કરીએ છીએ.

૫. આથી આપણે માટે અસ્તેયાદિ વ્રતોની દિશામાં પગલું માંડનારું મહત્ત્વનું પગથિયું એ છે કે, આપણી જરૂરિયાતોને અને ખાનગી પરિગ્રહને જેટલાં બને તેટલાં ઘટાડતા જ જવું અને ઉત્પાદક શ્રમ માટે તથા અનર્થકારી પદાર્થોની યોગ્ય વ્યવસ્થા માટે નિષ્કામપણે અને યજ્ઞબુદ્ધિથી નિયમિત રીતે અંગત શ્રમરૂપ ફાળો આપવો.

૬. આ માટે આજની ભારતવર્ષની સ્થિતિમાં કાંતણ તથા મળમૂત્ર સાફ કરી એની યોગ્ય વ્યવસ્થા કરવી તેને આશ્રમમાં યજ્ઞકર્મો ગણ્યાં છે. આનો વધારે વિચાર આગળ આવશે.

૯

# સ્વદેશી

૧. જાતમહેનતના સિદ્ધાન્તમાંથી જ સ્વદેશીધર્મનો ઉદ્‌ભવ થાય છે.

૨. અસ્તેય અને અપરિગ્રહનો આદર્શ રાખનાર માણસ બીજાની મહેનતનો ન છૂટકે જ ઉપયોગ કરશે.

પોતાનો ખોરાક રાંધવો, કપડાં ધોવાં, મળમૂત્ર સાફ કરવાં, વાસણ માંજવાં, હજામત કરવી, કચરો વાળવો વગેરે પોતાનાં રોજનાં અંગત કામો, જાતે ન કરવામાં અથવા બીજા પાસે કરાવવામાં માન કે પ્રતિષ્ઠા છે એવું સમજી, એ બીજાની પાસે નહિ કરાવે. પણ પોતાની અશક્તિને પરિણામે, અથવા પ્રેમને પરિણામે, અથવા પોતાના સાથીઓ સાથે ઉપાડેલાં કામોમાં સગવડની દૃષ્ટિએ ઊપજેલા શ્રમવિભાગથી એ એવી સેવા સ્વીકારશે. એમાં અમુક કામ મોટું, અમુક અલ્પ, અમુક કામ કરનાર કેવળ એના કામની જાતને લીધે જ માનને લાયક અને બીજો તુચ્છ એવા ભાવની ગંધ પણ ન હોય.

૩. ઉપરના સૂત્રમાં કહેલો સિદ્ધાંત આદર્શ થયો. સાથીપણાની એ ભાવનાનો વિસ્તાર કરવાથી અને જગતમાં વ્યવહારની જે રીતો પ્રત્યક્ષપણે ચાલે છે તેનો વિચાર કરવાથી જણાય છે કે, આપણી કેટલીક જરૂરિયાતોને પ્રાપ્ત

કરવા માટે કુટુંબ કે સાથીઓ સાથે જ સહકારી શ્રમ-વિભાગથી બસ થતું નથી, પણ પાડોશી અને ગ્રામવાસીઓ સાથેયે સહકાર અને શ્રમવિભાગ કરવા પડે છે. આમાંથી સ્વદેશીધર્મની ઉત્પત્તિ છે.

૪. સ્વદેશીવ્રત નર્યા સ્વદેશાભિમાનના વિચારમાંથી ઊપજ્યું નથી, પણ ધર્મના વિચારમાંથી ઊપજે છે. સમગ્ર વિશ્વ સાથે બંધુત્વની લાગણી માટે આપણો પ્રયત્ન હોય, છતાં જે પાડોશીઓ વચ્ચે આપણું જીવન રાતદિવસ જાય છે અને જેમની અને આપણી વચ્ચે અનેક બાબતોમાં સંબંધો બંધાયેલા છે અને બંધાતા રહે છે, તેમની સાથે જ આપણો પહેલો વહેવાર ઘટે છે. એવા ધર્મયુક્ત વ્યવહારની અવગણના કરી વિશ્વબંધુત્વ સિદ્ધ થઈ શકે નહિ, અને કેવળ ડોળ જ થાય.

૫. કેવળ રાષ્ટ્રીયતાને અંગે ઊપજેલો સ્વદેશીનો વિચાર પરદેશીઓના અહિત પ્રતિ દુર્લક્ષ કરે અને તેમનું અહિત કરવાની તક પણ શોધે એવો સંભવ છે. ધર્મરૂપ સ્વદેશી સ્વરાષ્ટ્રનું કલ્યાણ સાધતાં છતાં પરરાષ્ટ્રનું અકલ્યાણ ઇચ્છશે કે સાધશે નહિ.

## ૧૦

## અભય

૧. જે માણસ પોતાના મનના વિકારો સિવાય બીજી આપત્તિઓનો ડર રાખે છે. તે અહિંસાનું પાલન નહિ કરી શકે. આથી દૈવી સંપત્તિઓમાં અભય એ પહેલો પ્રાપ્ત કરવા જેવો ગુણ છે.

૨. મોત, હાડમારીઓ, ધનનાશ, મારફાડ, જુલમ અને અત્યાચાર, માનહાનિ, લોકનિંદા, કાલ્પનિક વહેમો, કુટુંબક્લેશ કે કુટુંબીઓને દુઃખ થશે એ વગેરે અનેક ખ્યાલોથી માણસ, સાધારણ રીતે, ડરતો જ રહે છે. ડરનારો માણસ ધર્માધર્મનો ઊંડો વિચાર કરવાની હિંમત ન જ કરે. એ સત્યને શોધી ન શકે, કે શોધીને તેને વળગી ન શકે. આમ એનાથી સત્યનું પાલન ન થાય.

૩. માણસને એક જ ડરવા યોગ્ય વસ્તુ છેઃ પોતાનું વિકારી ચિત્ત. ઈશ્વરનો ડર કહો, અધર્મનો ડર કહો, કે પોતાના વિકારોરૂપી શત્રુનો ડર કહો, ત્રણે એક જ છે. જો વિકારો ન હોય, તો અધર્મ ન થાય; અને અધર્મ ન થાય તો 'ઈશ્વરનો ડર' એવો શબ્દપ્રયોગ જ ન સંભવે.

## ૧૧

# નમ્રતા

૧. નમ્રતાનો ગુણ અહિંસાનો જ એક અંશ કહી શકાય. જ્યાં અહંકાર છે ત્યાં નમ્રતામાં ખામી છે; અહંકારી સર્વાત્મભાવ ન રાખી શકે, એટલે એની અહિંસામાં ખામી આવે.

૨. શૂન્યવત્ થઈને રહેવું એ નમ્રતાની પરાકાષ્ઠા છે. પોતે પણ કંઈક છે, પોતામાં કંઈક વિશેષતા છે — એવું શરીર, મન, બુદ્ધિ, વિદ્યા, કળા, ચતુરાઈ, પવિત્રતા, જ્ઞાન, ભક્તિ, ઉદારતા, વ્રતપાલન કે ખુદ વિનયાદિક ગુણ વિષે પણ ભાન રહ્યા કરવું અને તેથી પોતાનું અસ્તિત્વ, જાણે બોજો ઉપાડીને ચાલતો હોય તેમ, ભારેખમ જણાવું, એ અહંકાર છે. એ ભાન ઓછામાં ઓછું લાગવું — જેમ આપણા શરીરનાં નીરોગી અવયવો વિષે હોય છે તેમ — એ શૂન્યવત્ સ્થિતિ અથવા નમ્રતા.

૩. આવી નમ્રતા કેળવી શકાતી નથી, પણ અનેક સદ્ગુણો અને વિચારમય જીવનને પરિણામે સ્વભાવમાં ઊઠે છે. નમ્ર માણસને એની નમ્રતાનું ભાન પણ હોતું નથી.

૪. ઘણી વાર દેખીતી નમ્રતાની પાછળ સૂક્ષ્મ અને તીવ્ર અભિમાન છુપાયેલું હોય છે. એ નમ્રતા નથી.

૫. પોતાની મર્યાદાઓને સમજવી અને તેમાં જ રહેવું એ પણ નમ્રતાનું આવશ્યક લક્ષણ છે.

૬. નમ્ર માણસ જગતનાં બધાં કામોને પહોંચી વળવાનો ફાંકો ન રાખે, પણ પોતાની મર્યાદા આંકે અને તે સિદ્ધ થાય ત્યાં સુધી તેની બહાર પગ ન મૂકે.

૭. સત્ય, અહિંસા, બ્રહ્મચર્ય વગેરે વ્રતોનો સાધક એના પાલનની બાબતમાં પોતાની શક્તિ આદર્શના પ્રમાણમાં કેટલી અલ્પ છે એ જુએ તો સહેજે નમ્ર રહે.

૮. એક બાજુથી એ સત્ય-અહિંસા વગેરેમાં રહેલી શક્તિઓ માટેની પોતાની શ્રદ્ધા ઓછી ન કરે. બીજી બાજુથી એની પરાકાષ્ઠાને પહોંચવાની પોતાની અલ્પ શક્તિ જોઈ એ નાઉમેદ ન થાય. પણ નમ્રપણે પોતાની મર્યાદા સમજી એ સર્વેને જીવનમાં ઉતારવાનો સદૈવ પ્રયત્ન કર્યા કરે.

૯. આદર્શોને પહોંચવામાં પોતાની ઊણપ પ્રત્યે નમ્ર માણસ આંધળો ન રહે. એ ઊણપને એ નિખાલસપણે કબૂલ કરે, પણ એનો બચાવ કરવાની લાલચમાં ન પડે.

# ૧૨

# વ્રત-પ્રતિજ્ઞા

૧. વ્રત એટલે પોતાને જે આચરણ સત્ય વિચારને અનુસરનારું લાગ્યું હોય, તેને અડગપણે વળગી રહેવાની અને તેથી વિરોધી આચરણ કદી ન કરવાની પ્રતિજ્ઞા.

૨. એ અડગપણામાં જેટલી ઢીલાશ આવે તેટલી સત્યની ઓળખાણમાં કચાશ રહેવાની.

૩. હંમેશાં સત્યરૂપી પરમાત્મામાં જ સ્થિતિ રહેવા માટે — એટલે કે મન-વચન-કર્મથી સત્યનિષ્ઠ જ રહેવાય એવી દશાએ પહોંચવા માટે — આવી પ્રતિજ્ઞાઓ આવશ્યક છે.

૪. અસાવધપણામાં, કુસંગતિને લીધે કે પૂર્વની કુટેવો કે કુસંસ્કારોને લીધે, મન કરેલા નિશ્ચયો પર સ્થિર રહી શકતું નથી; તેટલા માટે વ્રતરૂપી બેડીથી એને બાંધી લેવું એ એને સ્થિર કરવાનો સરસ ઉપાય છે.

૫. દેખીતું છે કે જે આગ્રહ, વિચાર, વાણી કે કર્મ સત્ય હોય તેને જ માટે વ્રત હોઈ શકે. અસત્ય આગ્રહ, અસત્ય વિચાર, અસત્ય વાણી કે અસત્ય કર્મ કરવાનું વ્રત ન લઈ શકાય અને લીધું હોય તો તે મૂકી દેવું પડે. વ્રતમાં ઊર્ધ્વગમન છે, પરિશ્રમ છે. તે અસત્ય કે ભોગાદિમાં ન હોય. તેથી ભોગ કરવાનું વ્રત ન હોય.

૬. અસત્ય ન હોય તો લીધેલું વ્રત મુકાય જ નહિ. એ પાળતાં જે કાંઈ મુશ્કેલીઓ આવી પડે તે વેઠવી જ જોઈએ.

## ✓૧૩

# ઉપાસના-પ્રાર્થના *

૧. ઉપાસના એટલે પરમેશ્વરની પાસે બેસવું. મોટેરાની પાસે બેસવું એટલે તેરૂપ થવું. પરમેશ્વર એટલે સત્ય. તેથી સત્યરૂપ થવું તે ઉપાસના. સત્યરૂપ થવાની તીવ્ર ઇચ્છા કરવી, ભગવાનને વિનંતિ કરવી તે પ્રાર્થના.

૨. સત્યરૂપ થવું એટલે નિર્વિકાર થવું, નિર્વિકારી થવા સારુ વિકારી વિચારો પણ ન થવા દેવા. મન ખાલી ન જ રહે: કાં તો વિકારી વિચારો કરે અથવા સત્ય પ્રતિ જાય. રામકૃષ્ણાદિ સત્યની મૂર્તિરૂપ છે. તેથી એનું જ સ્મરણ તે નામસ્મરણ. આ સ્મરણ હૃદયમાંથી થાય તો સ્મરણ કરનાર તદ્રૂપ થાય જ.

૩. ઉપાસના બુદ્ધિનો વિષય નથી, પણ શ્રદ્ધાનો. ઉપાસના કરતાં કરતાં શુદ્ધ થવાય જ — એમ શ્રદ્ધા રાખી નિત્ય કરવી જ જોઈએ. જેમ શરીરને અન્નાદિ પોષે છે તેમ આત્માને ઉપાસના પોષે છે.

૪. સત્યરૂપ ઈશ્વર બધામાં વસે છે, તેથી જીવનમાત્રની સાથે ઐક્ય સાધવું ઘટે છે. તેથી ઉપાસના વ્યક્તિગત તેમ જ સામુદાયિક હોય.

૫. જીવમાત્રની સાથે ઐક્ય સાધવું એટલે તેની સેવા કરવી. તેથી નિષ્કામ સેવા પણ ઉપાસના જ ગણાય.

* આ પ્રકરણ ગાંધીજીએ પોતે લખ્યું છે.

# ૧૪

# વ્રતોની સાધના

૧. ગાયને બચાવવા સારુ અસત્ય બોલાય કે નહિ, સર્પ જેવાં પ્રાણીઓને મરાય કે નહિ, સ્ત્રી ઉપર બળાત્કાર કરવા આવનાર અત્યાચારીને પશુબળથી વારી શકાય કે નહિ, એવા એવા તાર્કિક કોયડામાં પડીને વ્રતોની સાધના થઈ શકે નહિ. એ ગૂંચો બુદ્ધિની રીતે ઉકેલાવાની હશે ત્યારે ઉકલી જશે, અને જો આપણે જીવનના રોજના અને સામાન્ય પ્રસંગોમાં વ્રતોની સાધના બરાબર કરી હશે તો કઠણ અવસરોમાં આપણે જાતે શું કરવું એની ખબર એની મેળે પડી જશે.

૨. રોજના અને સામાન્ય પ્રસંગો આવા આવા હોય છે:

(क) અસત્યાચરણના: કોઈને ખરાબ માનતા હોઈએ છતાં સારો છે એમ બતાવવું, મોટા કે સારા કહેવડાવવાની ઇચ્છાથી પોતામાં ન હોય તેવા ગુણો બતાવવાનો ડોળ કરવો, બોલવામાં અતિશયોક્તિ કરવી, કરેલા દોષ જેની પાસે જણાવવા જોઈએ તેનાથી છુપાવવા, સાથી કે ઉપરીના પ્રશ્નને ઉડાવનારા જવાબ આપવા, કહેવા જેવું હોય તે છુપાવવું, વિશ્વાસનો ભંગ કરવો, આપેલું વચન તોડવું વગેરે.

(ख) હિંસાના: કોઈનું અપમાન કરવું, તરછોડવો, ખરાબ વસ્તુ તેને આપવી અને સારી પોતે લેવી, પોતાનું

કામ ચોરી સાથી ઉપર તેનો બોજો નાખવો, પડોશી કે સાથીના દુઃખ કે મંદવાડમાં સમભાવી થતાં ચૂકવું, પોતાની પાસે હોય છતાં ભૂખ્યાતરસ્યાને અન્નપાણી ન આપવાં, અતિથિનો સત્કાર ન કરવો, મજૂર પ્રત્યે તોછડાઈથી બોલવું અને તેની ઉપરે વગર વિચાર્યે કામ લાદ્યા કરવું, જાનવરને પરોણો, લાકડી, ગાળ વગેરેથી પીડવું, ભોજનમાં ભાત કાચો રહી ગયો, દાળમાં મીઠું વધારે પડ્યું, શાક ભાવ્યું નહિ જેવી નજીવી બાબતોથી ખિજાઈ જવું વગેરે વગેરે.

આમ બીજાં વ્રતો વિષે પણ સમજવું.

૩. બ્રહ્મચર્યના પાલનમાં નીચેની સૂચનાઓ ઉપયોગી થાય એવી છે :

(क) છોકરા અને છોકરીઓને સાદી અને કુદરતી ઢબે તેઓ જીવનભર નિર્મળ રહેવાનાં છે એવી જ માન્યતામાં ઉછેરવાં.

(ख) સૌ કોઈએ મસાલા, મરચાં અને ગરમ વસાણાંનો ત્યાગ કરવો, ચરબીવાળો ભારે ખોરાક, ભારે મિષ્ટાન્ન, મીઠાઈ અને તળેલા પદાર્થો ખાવાનું છોડી દેવું.

(ग) પતિપત્નીએ જુદા જુદા ઓરડામાં સૂવું ને એકાન્ત ટાળવો.

(घ) શરીર અને મન બન્નેને સતત અને સારાં કાર્યોમાં રોકેલાં રાખવાં.

(ङ) રાતે વહેલા સૂઈ વહેલા ઊઠવાનો નિયમ કડકપણે પાળવો.

(च) કોઈ પણ જાતનું બીભત્સ અને હલકું સાહિત્ય ન વાંચવું. મલિન વિચારોનું ઓસડ નિર્મળ વિચારો છે.

(छ) નાટકો, સિનેમાઓ અને એવા મનોવિકારોને જાગ્રત કરનારા તમાશા જોવા નહિ.

(ज) સ્વપ્નાવસ્થા થાય તો ગભરાઈ જવું નહિ. તે વેળાએ તંદુરસ્ત માણસે ઠંડા પાણીથી નાહી લેવું એ સુંદરમાં સુંદર ઇલાજ છે. પ્રસંગોપાત્ત સ્ત્રીસંગ એ સ્વપ્નાવસ્થાની સ્થિતિ સામે ઉપાય છે એ માન્યતા ખોટી છે.

(झ) સૌથી મહત્ત્વનું એ છે કે કોઈ પણ વ્યક્તિએ — પતિપત્ની વચ્ચે સુધ્ધાં — સંયમ અઘરો છે, અથવા શરીર કે મનને હાનિકારક છે, અથવા વિષયભોગ આરોગ્ય દૃષ્ટિએ આવશ્યક છે એવા અભિપ્રાયોમાં જરાયે વિશ્વાસ રાખવો નહિ. ઊલટું, સૌ કોઈએ સંયમને જીવનની સામાન્ય અને સ્વાભાવિક સ્થિતિ તરીકે માનીને ચાલવું જોઈએ.

(ञ) રોજ ઊઠીને પવિત્રતા અને નિર્મળતાને માટે એકાગ્ર મનથી પ્રભુપ્રાર્થના કરવી, રામનામ કે એવા કોઈ મંત્રનો આધાર લેવો, એ વિષય જીતવાનો સુવર્ણ નિયમ છે.*

૪. (क) પ્રાર્થનામાં સૂવું, આળસ કરવું, વાતો કરવી, ધ્યાન ન રાખવું, અનેક ઠેકાણે વિચારોને જવા દેવા વગેરેથી પ્રાર્થના છૂટી જ ગણાય. એવું અનિચ્છાથી થતું અટકાવવા માટે પ્રાર્થનામાં જતાં પહેલાં જાગ્રત થઈ જવું, દાતણ કરવું અને તાજા રહેવાનો નિશ્ચય કરવો. છતાં શરીર તાબે ન રહે તો મોટા કે નાનાએ શરમ ન માનતાં ઊભા થઈ જવું.

*આ વિષય પર વધુ વાચન માટે જુઓ 'નીતિનાશને માર્ગે'.

(ख) પ્રાર્થનામાં એકબીજાને અડકીને ન બેસવું. સોટીની જેમ ટટ્ટાર બેસવું ને ધીમેથી શ્વાસોચ્છ્વાસ લેવા.

(ग) પ્રાર્થનામાં શ્લોકો, ભજનો વગેરેનાં ઉચ્ચારણ અને ધ્વનિ શીખવા પ્રયત્ન કરવો. જ્યાં સુધી તે ન આવડે ત્યાં સુધી તે ઊંચેથી ન બોલતાં મનમાં જ બોલવાં. તે પણ ન આવડે તો માત્ર રામનામ લેવું.

(घ) પ્રાર્થનામાં જે બોલાતું હોય તેનો અર્થ જાણી લેવો ને તેનું મનન કરવું.

(ङ) પ્રાર્થના વ્યક્તિગત તેમ જ સામુદાયિક બન્ને મહત્ત્વની છે. બન્ને એકબીજાને પોષે છે. વ્યક્તિગત પ્રાર્થનાની કિંમત ન સમજવાથી સામુદાયિક પ્રાર્થનામાં રસ નથી ઊપજતો અને સામુદાયિક પ્રાર્થનાનો લાભ વ્યક્તિને નથી મળતો, માટે દરેકે વ્યક્તિગત પ્રાર્થના પણ નિયમિતપણે કરવી જોઈએ.

(च) એના બે સમય તો ચોખ્ખા છે: ઊઠતાંવેંત અને રાત્રે આંખ મીંચતાં પહેલાં. પણ એ જ સમય વ્યક્તિગત પ્રાર્થનાના છે એમ ન માનવું. પ્રત્યેક ક્રિયામાં અને પ્રત્યેક ક્ષણે ઈશ્વરને સાક્ષી બનાવવો એ વ્યક્તિગત પ્રાર્થના છે. એને માટે કોઈ ખાસ મંત્ર કે ભજનની જરૂર નથી. એમાં ગમે તે નામે, ગમે તે રીતે અને ગમે તે સ્થિતિમાં ઈશ્વરને યાદ કરવાનો છે. પ્રતિશ્વાસે રામનામ નીકળે એ સ્થિતિએ પહોંચી જવું એ પ્રાર્થનાનો આદર્શ છે.

(छ) છતાં, એમાં વખત જાય છે એમ માનવાનું નથી. એમાં વખતની જરૂર નથી, પણ અમૂર્છાની — નિત્ય સાવધતા અને જાગૃતિની — અને મલિનતાના ત્યાગની જરૂર છે.

# ખંડ ૨જો: ધર્મમાર્ગો

## ૧

## સર્વધર્મસમભાવ

૧. દરેક યુગમાં અને દરેક પ્રજામાં સત્યના તીવ્ર શોધકો અને જનકલ્યાણ માટે અત્યંત ધગશ ધરાવનારા વિભૂતિમાન પુરુષો અને સંતો પેદા થાય છે. તે યુગના અને તે પ્રજાના બીજા માણસો કરતાં તેમણે સત્યનું કાંઈક વધારે દર્શન કરેલું હોય છે. એમનું કેટલુંક દર્શન સનાતન સિદ્ધાંતોનું હોય છે, અને કેટલુંક પોતાના જમાનાની પરિસ્થિતિમાંથી ઉદ્ભવેલું હોય છે. વળી, કેટલાક સિદ્ધાંતો તેના સનાતન સ્વરૂપમાં તેમને સમજાયા હોય, છતાં તેનો વ્યાવહારિક અમલ કરવા જતાં તે યુગ અને પ્રજાની પરિસ્થિતિ બંધબેસતી આવે એવી રીતે મર્યાદામાં જ તેની પદ્ધતિ તેમને સૂઝે એમ બને છે. આ બધામાંથી જગતના જુદા જુદા ધર્મો ઉદ્ભવ્યા છે.

૨. આમ વિચારનાર કોઈ ધર્મમાં સત્યનો સર્વથા અભાવ નહિ જુએ, તેમ કોઈ ધર્મને સંપૂર્ણ સત્ય તરીકે

નહિ સ્વીકારે. સર્વ ધર્મોમાં ફેરફારો અને વિકાસને સ્થાન છે એમ જોશે. વિવેકપૂર્વક અનુસરાય તો પ્રત્યેક ધર્મ તે તે પ્રજાનું કલ્યાણ સાધી શકે એમ છે, અને જેને વ્યાકુળતા હોય તેને સત્યની ઝાંખી કરાવવા તથા શાંતિ અને સમાધાન આપવા સમર્થ છે એમ જોશે.

૩. એવો માણસ એવું અભિમાન નહિ રાખે કે પોતાનો જ ધર્મ શ્રેષ્ઠ છે, અને મનુષ્યમાત્રને પોતાના ઉદ્ધાર માટે તેનો જ સ્વીકાર કરવો આવશ્યક છે. એ તેને છોડશે પણ નહિ, તેમ તેના દોષો તરફ આંખમિચામણાંયે નહિ કરે. એ જેવો પોતાના ધર્મ પ્રત્યે આદરભાવ રાખશે, તેવો જ આદરભાવ બીજા ધર્મો અને તેના અનુયાયીઓ પ્રત્યે પણ રાખશે; અને દરેક માણસ પોતપોતાના ધર્મના જ ઉત્તમોત્તમ સિદ્ધાંતોને બરાબર પાળે એવી જ ઇચ્છા કરશે.

નિંદકબુદ્ધિ પરધર્મમાં છિદ્રો જ શોધશે. સત્યશોધક દરેક ધર્મમાં સત્યની જે બાજુ વિકસેલી જણાશે, તેનો તે અંશ ગ્રહણ કરી લેશે. આથી સત્યશોધક પુરુષ દરેક ધર્મના અનુયાયોને જાણે એ પોતાના જ ધર્મનો સાચો બંદો હોય એમ જણાશે. આમ સત્યશોધક પોતાના જન્મ-ધર્મનો ત્યાગ કર્યા વિના સર્વ ધર્મોના અનુયાયી જેવો લાગશે.

# ૨

# ધર્મ અને અધર્મ

૧. સત્યશોધક સર્વ ધર્મો પ્રત્યે સમભાવ રાખશે, પણ એ અધર્મનો તો વિરોધ જ કરશે; પછી એ અધર્મ પોતાના કે બીજાના ધર્મને નામે ચાલતો હોય કે સ્વતંત્રપણે ચાલતો હોય.

૨. સર્વે ધર્મોમાં કાંઈક અપૂર્ણતા હોવાથી દરેક ધર્મમાં ધર્મને નામે અધર્મ પેસી જાય છે. એ ધર્મને નામે દાખલ થયેલો હોવાથી ધર્મ અને અધર્મની વચ્ચે ભેદ કરવાનું કઠણ થાય છે, પણ એ કરવો જ પડે છે.

૩. કોઈ પણ ધર્મમાં થઈ ગયેલી પ્રસિદ્ધ વ્યક્તિઓનાં જીવનચરિત્રમાં દોષ માલૂમ પડે તેના પર ભાર મૂકી તે ધર્મની વગોવણી કરવી એ નિંદકની રીત છે. પણ એવા દોષને બીજાએ આચરણમાં મૂકવાના નિયમો તરીકે રજૂ કરવામાં આવે તો તે અધર્મ છે અને તેનો વિરોધ કરી શકાય.

૪. સામાન્યપણે એમ કહી શકાય કે, જે આચાર સત્યાદિક યમનિયમોને એવી રીતે વિરોધી છે કે તે એ ધર્મોના વિકાસને નહિ, પણ ભંગને પોષે તે અધર્મ છે. આ ઠરાવવું વિકટ છે, છતાં ભક્તિમાન અને વિવેકી સત્યશોધકને એ સૂઝી જાય છે.

૫. સત્યશોધક અધર્મનો સર્વત્ર વિરોધ કરશે, પણ તે સાથે જ એ અધર્મી વ્યક્તિ અને અધર્મ વચ્ચે ભેદ કરશે. અધર્મનો વિરોધ કરતાં છતાં એ અધર્મી વ્યક્તિનો દ્વેષ નહિ કરે. આનો બીજો અર્થ એ થયો કે એ અધર્મીનો સત્ય અને અહિંસામય સાધનો દ્વારા જ વિરોધ કરશે. અધર્મનો નાશ કરવા માટે એ અસત્ય, હિંસા વગેરે અધર્મ-યુક્ત સાધનોનો ઉપયોગ કરી સામો અધર્મ નહિ આચરે.

## ૩

## સત્યાગ્રહ

૧. આ રીતે આપણે સત્યાગ્રહના તત્ત્વ પર આવી પહોંચ્યા. સત્યાગ્રહની નાની વ્યાખ્યા એ થઈ શકે કે સત્યાદિ ધર્મોનું જાતે પાલન કરવાનો આગ્રહ, અને અધર્મનો સત્યાદિ સાધનો દ્વારા જ વિરોધ.

૨. વિરોધ કરવામાં મુખ્યત્વે અહિંસાભંગનો સંભવ રહે છે, માટે અહિંસા પર ભાર મૂકી કહેવાય છે કે અધર્મનો અહિંસામય સાધનથી વિરોધ એ સત્યાગ્રહ. 'સત્યાગ્રહ'ને નામે જે જાતની લડતનો પ્રચાર થયો છે તેના શુદ્ધ પ્રકારની આ સ્થૂળ વ્યાખ્યા આપી શકાય.

૩. અધર્મના વિરોધ માટે આચરવાના સત્યાગ્રહનો સવિસ્તર વિચાર આગળ થશે. અહીં એટલું જ કહેવું બસ

થશે કે સત્યાદિ ધર્મોનું જાતે પાલન કરવા માટેના આગ્રહમાં જેટલી સિદ્ધિ મેળવી હશે, તેટલી જ અધર્મના વિરોધરૂપ સત્યાગ્રહ આચરવાની શક્તિ આવશે, અને તેની યોગ્ય રીતો સૂઝશે.

૪. પણ આવી શક્તિ આવવી એ સત્યાગ્રહી જીવનનું બીજું અને દેખી શકાનારું ફળ ગણાય. એ બીજું ફળ ઊપજે યા ન ઊપજે, એનું મુખ્ય ફળ તો એવા જીવનને પરિણામે ઊપજતી સત્યરૂપી પરમેશ્વરની ઓળખાણ જ છે.

# ૪
# હિંદુધર્મ

૧. હિંદુને માટે હિંદુધર્મ પૂરતો છે. સત્યશોધકને પોતાની આધ્યાત્મિક ઉન્નતિ કરવા માટે એમાંથી પૂરતી સામગ્રી મળી રહે છે.

૨. સનાતન હિંદુધર્મના શ્રુતિ, સ્મૃતિ, પુરાણ, ઇતિહાસ, સંતોની સંસ્કૃત કે પ્રાકૃત વાણી વગેરે ધર્મગ્રંથો છે. એ ગ્રંથોમાં જુદા જુદા ઋષિ, મુનિ, કવિ અને વિચારકોએ ધર્મનાં જુદાં જુદાં અંગો વિવિધ રીતે સમજાવ્યાં છે. એ બધાં વચનોની કિંમત એકસરખી ન ગણાય, અને કેટલાંક તો અગ્રાહ્ય પણ લાગે. છતાં નીરક્ષીરવિવેકથી જોનાર જિજ્ઞાસુને

પોતાની ધર્મવૃત્તિને પોષનારું સાહિત્ય એમાંથી પુષ્કળ પ્રમાણમાં મળી શકે એમ છે.

૩. સનાતન હિંદુધર્મ એક સચ્ચિદાનંદ પરમાત્માનો જ સ્વીકાર કરે છે, અને તેને મનવાણીથી પર જણાવે છે. છતાં, સર્વ પરમાત્મારૂપ છે એ સિદ્ધાંતથી, તેમ જ વિભૂતિના સિદ્ધાંતથી ઉપાસકની રુચિ અનુસાર, અનેક પ્રકારની કલ્પનાઓ અને રૂપકો દ્વારા જુદા જુદા આદર્શોને દર્શાવનારાં દેવદેવીઓની, તેમ જ ઐતિહાસિક વ્યક્તિઓને અવતારપદેથી વર્ણવી તેમની, અને સદ્ગુરુની ઉપાસના કરવાની પણ, તેમાં સ્વતંત્રતા છે. સનાતન હિંદુધર્મની દૃષ્ટિ આવી એ ઉપાસનાઓ વચ્ચે વિરોધ નથી જોતી પણ મેળ બેસાડે છે. આથી સનાતન હિંદુધર્મમાં મૂર્તિપૂજાનો નિષેધ નથી.

૪. સનાતન હિંદુધર્મ પુનર્જન્મના અને મોક્ષના સિદ્ધાંતોને સ્વીકારે છે અને મોક્ષને અંતિમ તથા શ્રેષ્ઠ પુરુષાર્થ ગણે છે, તથા તે માટે યમનિયમ, વ્રતસંયમ, તીર્થયાત્રા વગેરે સાધનોને માન્ય કરે છે.

૫. સનાતન હિંદુધર્મમાં વર્ણાશ્રમવ્યવસ્થાને બહુ મહત્ત્વનું સ્થાન છે, એ જ એની વિશેષતા છે એમ પણ કહેવાય. એટલે હિંદુધર્મ વર્ણાશ્રમધર્મને નામે ઓળખીએ તોયે ચાલે. એ જ પ્રમાણે, ગોરક્ષા પણ એ ધર્મનું મોટામાં મોટું બાહ્ય સ્વરૂપ છે. પણ એ બન્નેનો વિચાર સ્વતંત્રપણે અન્યત્ર થશે.

૬. "વૈષ્ણવજન તો તેને કહીએ" એ પદમાં આપેલાં લક્ષણો એ સનાતન હિંદુધર્મનાં સાચાં ચિહ્નો છે

# ૫

# ગીતા–રામાયણ

૧. હિંદુધર્મમાં અનેક માનનીય ગ્રંથો હોવા છતાં નિત્યના તેમ જ ઊંડા અભ્યાસ અને મનન સારુ સંસ્કૃતમાં 'ગીતા' અને હિંદીમાં તુલસીદાસનું 'રામચરિતમાનસ' એ બે ગ્રંથો સૌથી વધારે મહત્ત્વના અને, સાધારણપણે, પૂરતાં ગણી શકાય એવા છે.

૨. તત્ત્વજ્ઞાન અને સૂક્ષ્મ વિવેચનને માટે ગીતા, અને કાવ્યમય કથાનકો દ્વારા સામાન્ય માણસો પણ સમજી અને ઝીલી શકે એવી રીતે ધર્મ, ભક્તિ, જ્ઞાન, વૈરાગ્ય વગેરેના નિરૂપણ માટે તુલસીરામાયણ, એ બે હિંદુધર્મનાં અજોડ પુસ્તકો છે.

૩. અનાસક્તિયોગ એ ગીતાનું ધ્રુવપદ છે: એટલે કે કર્મનાં ફળની અભિલાષા છોડી કર્તવ્ય કર્મો સતત કરતા રહેવાનો ઉપદેશ, એ એનો ન ભુલાય એવો ધ્વનિ છે. એમાં કર્મમાત્રનો નિષેધ કર્યો નથી, તેમ કર્મમાં વિવેક કરવાનો નથી એવું પણ કહ્યું નથી. એમાં દુષ્કર્મનો નિષેધ છે, અને સત્કર્મ પણ ફલાસક્તિ છોડીને કરવાનો વિધિ કહ્યો છે. સત્ય, અહિંસાદિકના સંપૂર્ણ પાલન વિના એ યોગની સિદ્ધિ અસંભવનીય છે.

૪. ગીતાનાં પાઠ, વાચન અને મનન કદી જૂનાં થતાં નથી. જેમ જેમ એનો વિચાર કરો અને તે પ્રમાણે આચરણમાં ઉતારતા જાઓ, તેમ તેમ એની પુનરાવૃત્તિમાંથી નવો નવો બોધ મળ્યા જ કરશે, એટલું જ નહિ, પણ ગીતામાં આવેલા મહાશબ્દોના અર્થ યુગેયુગે બદલાશે ને વિસ્તાર પામશે.

# ખંડ ૩જો : સમાજ

## ૧

## વર્ણાશ્રમ

૧. આગળ કહ્યું તેમ હિંદુધર્મનું ખરું નામ વર્ણાશ્રમધર્મ છે એમ કહી શકાય. વર્ણાશ્રમવ્યવસ્થા એ તે ધર્મની વિલક્ષણતા સૂચવે છે. એનું મૂળ વેદમાં જ છે.

૨. પ્રત્યેક ધર્મની કંઈક ને કંઈ વિશેષતા હોય જ છે. હિંદુઓએ જે ધર્મ પાળ્યો છે, તેને કાંઈ વિશેષ અને સૂચક નામ આપી શકાય તો તે અવશ્ય વર્ણાશ્રમધર્મ છે.

૩. આથી, કોઈ હિંદુ વર્ણાશ્રમની ઉપેક્ષા ન કરી શકે. એ પ્રથાને સમજીને દોષિત લાગે તો તેનો જ્ઞાનપૂર્વક ત્યાગ કરવો ઘટે છે; એ પ્રથા ધર્મની નિર્દોષ વિશેષતા હોય તો, (અને તેમ છે, તેથી) એનું પોષણ તથા પુનરુદ્ધાર કરવાં ઘટે છે.

૪. વર્ણાશ્રમવ્યવસ્થા એ સમાજરચનાની મનસ્વી વ્યવસ્થા નથી, પણ એની પાછળ સિદ્ધાંતનું જ્ઞાન રહેલું છે. એટલે કે, એની પાછળ માનવમાત્રને લાગુ પડતા નિયમોનું જ્ઞાન છે.

૫. આથી, વર્ણાશ્રમની શોધ હિંદુધર્મમાં થઈ છે ખરી, પણ એની પાછળ રહેલો સિદ્ધાંત હિન્દુઓને જ લાગુ પડે છે અને બીજાઓને નહિ, એવું નથી. જગત તેનો સ્વીકાર આજે ભલે નહિ કરે. તેટલું તે ખોશે. આજ નહિ તો કાલે પણ તે જગતને સ્વીકાર્યે જ છૂટકો છે.

૬. પણ, વર્ણ અને આશ્રમ બન્નેનો અત્યારે તો લોપ જ થયો છે. આશ્રમનો નામે અને કર્મે બંનેથી; વર્ણનો નામે ન થયો ગણો, તોયે કર્મે તો થયો જ છે.

આપણે બેઉનો ક્રમશઃ વિચાર કરીશું.

## ૨

## વર્ણધર્મ

૧. વર્ણ એટલે ધંધો. વર્ણધર્મનો સિદ્ધાંત ટૂંકામાં આ પ્રમાણે મૂકી શકાય. જે મનુષ્ય જે કુટુંબમાં જન્મે તેનો ધંધો, જો તે નીતિવિરુદ્ધ ન હોય તો, ધર્મભાવનાથી કરે; ને તેમ કરતાં જે અર્થપ્રાપ્તિ થાય તેમાંથી સામાન્ય આજીવિકા પૂરતું જ રાખી બાકીનું સાર્વજનિક કલ્યાણને સારુ વાપરે.

૨. વર્ણ એ ધર્મ છે, અધિકાર નથી. એનો અર્થ એ કે દરેક વર્ણે પોતપોતાનાં કર્મનું ધર્મ સમજીને પાલન કરવું જોઈએ. ઉદરપોષણ એ એનું યત્કિંચિત્ ફળ છે. એ

મળો અથવા ન મળો તોપણ જે સમજુ છે તેણે પોતાના ધર્મમાં રત રહેવાનું છે.

૩. વળી, તેનો અર્થ એ કે વર્ણ વર્ણ વચ્ચે ઊંચ-નીચના ભેદ ન હોય, પણ વર્ણમાત્ર સરખા હોય.

૪. વર્ણનો નિર્ણય સામાન્ય રીતે જન્મથી કરાય; અમુક અંશે કર્મથી પણ કરાય. સામાન્ય રીતે મનુષ્યને પોતાનો બાપીકો ધંધો કરવાની કળા વારસામાં ઊતરે છે. એ નિયમ સર્વવ્યાપક છે, અને જાણ્યેઅજાણ્યે સૌ તેનું ઓછુંવત્તું પાલન કરે છે. હિંદુ પૂર્વજોએ કઠિન તપશ્ચર્યાથી એ મહાન નિયમને શોધ્યો ને તેને યથાશક્તિ પાળ્યો. જગત જો એ ધર્મને અથવા નિયમને અનુસરે તો બધેય સંતોષ ફેલાય, ખોટી હરીફાઈઓ મટે, ઈર્ષ્યા દૂર થાય, કોઈ ભૂખે ન જ મરે, જન્મમરણ સમતોલ થાય ને વ્યાધિઓ દૂર થાય.

૫. આ ધર્મવ્યવસ્થામાં બ્રાહ્મણ બ્રહ્મને ઓળખવામાં અને ઓળખાવવામાં કાળ ગાળે ને તેની આજીવિકા તેને ભગવાન આપે છે એમ માને. ક્ષત્રિય પ્રજાપાલનનો ધર્મ પાળે, તેને અંગે તે મર્યાદિત દ્રવ્ય આજીવિકા સારુ લે. વૈશ્ય પ્રજાના કલ્યાણને અર્થે ખેતી, ગોપાલન કે વ્યાપાર કરે; જે અર્થલાભ થાય તેમાંથી આજીવિકા પૂરતું લઈ બાકીનું લોકકલ્યાણ અર્થે વાપરે. એ જ પ્રમાણે શૂદ્ર પરિચર્યા કરે તે ધર્મ સમજીને જ.

૬. વળી, આ વ્યવસ્થામાં જેની પાસે જે મિલકત હશે તેનો તે આખી પ્રજાને સારુ રખેવાળ અથવા સંરક્ષક હશે; પોતાને કદી તેનો માલિક નહિ માને. રાજા પોતાના મહેલનો

કે પ્રજા પાસેથી ઉઘરાવેલા કરનો માલિક નથી પણ રખેવાળ છે. પોતાનું પેટ ભરવા પૂરતું લઈને બાકીનાનો ઉપયોગ તે પ્રજાને અર્થે કરવાને બંધાયેલો છે. એટલે કે, તેમાં પોતાની કાર્યદક્ષતાથી વધારો કરીને એ પ્રજાને કોઈ ને કોઈ રીતે પાછું વાળશે. એમ જ વૈશ્ય.

૭. શૂદ્રનું તો કહેવું જ શું? એની પાસે કાંઈ મિલકત કદી હોવાની જ નથી; તેથી જે શૂદ્ર કેવળ ધર્મ સમજીને પરિચર્યા જ કરે છે, અને જેને માલિક થવાનો લોભ સરખોયે નથી, એ હજારો વંદનાને લાયક છે અને સર્વોપરી છે.

૮. પણ, આ શૂદ્રના ધર્મની સ્તુતિ કરવી તો જ શોભે, જો ત્રણ વર્ણ પોતાને પ્રજાના સેવક ગણતા હોય, અને પોતા પાસે રહેલી મિલકતનું સાર્વજનિક ઉપયોગ અર્થે રખેવાળું સિદ્ધ કરતા હોય; અને, એ ધર્મ લાદી તો શકાય જ નહિ.

૯. વર્ણને ધર્મરૂપે ઓળખાવી તેના શોધકે એમ સૂચવ્યું છે કે તેના પાલનમાં બળાત્કારની ગંધ સરખીયે ન હોય. એના પાલનથી જ જગત નભી શકે છે, એનું પાલન કર્યે જ જગતને છૂટકો છે, એમ સમજી દરેકે પોતપોતાના વર્ણધર્મનું પાલન કરતાં કરતાં મરી છૂટવાનું છે; બીજાઓ પાસે બળાત્કારે પાલન કરાવવાનું નથી.

૧૦. સમજીને સારુ એ ધર્મનું પાલન સહેલું છે.

૧૧. આ પ્રકારનો વર્ણધર્મ એ સમતાનો 'ધર્મ' છે; કેવળ સામ્ય 'વાદ' નથી. જગતમાં જે વિષમતા વર્તે છે, તેની જગાએ સમતાનું સામ્રાજ્ય બની રહે. બધા ધંધા

પ્રતિષ્ઠામાં ને કિંમતમાં એકસરખા ગણાય. રાજા અને રાજાના વજીરથી માંડી ભંગી સુધી સૌ એકસરખું કમાય. ત્રણ વર્ણો વધારે કમાય, અને શૂદ્ર ઓછું કમાય, અથવા ક્ષત્રિય એ મહેલે ચડીને બેસે, બ્રાહ્મણ ભિક્ષુક એટલે ઝૂંપડામાં રહે, વૈશ્ય મોટી વાડીઓ વસાવે અને શૂદ્ર એ ઘરબાર વિનાનો ગુલામ થઈને રહે, એવી દયાજનક સ્થિતિ જ્યાં વર્ણધર્મનું પાલન થતું હોય ત્યાં હોઈ જ ન શકે, ન હોવી જોઈએ.

૧૨. આ જાતના વર્ણધર્મનો આજે લોપ થયેલો છે. કેટલાક લોકો પોતાને બ્રાહ્મણ, ક્ષત્રિય કે વૈશ્ય ગણાવે છે ખરા. પોતાને શૂદ્ર ગણાવતાં સૌ લજ્જિત થાય છે. આમ વર્ણો નામે રહ્યા છે એમ કહી શકાય. છતાં વ્યવહારમાં આપણે 'વર્ણ' સંજ્ઞા રાખી શકતા હોઈએ તો આપણે સૌ શૂદ્ર કહેવાઈએ. ખરું જોતાં, શૂદ્ર પણ નથી એમ કહેવું જોઈએ. કારણ, શૂદ્રવર્ણ પણ ધર્મ છે; એટલે, સ્વેચ્છાએ સ્વીકારવાની વસ્તુ છે, અને તેમાં લજ્જાને સ્થાન હોઈ શકતું નથી. તેમ તો છે નહિ, એટલે કેવળ કાળને વશ થઈ આપણે શૂદ્રતાને એટલે દાસત્વને પામ્યા છીએ.

૧૩. જે માણસ જે વર્ણનાં કર્મ કરે તે વર્ણનો તે ગણાય, અને વર્ણોએ કરવાનાં કર્મો તો થયાં જ કરે છે. એટલે વર્ણધર્મનો લોપ નથી થયો એમ કહેવામાં આવે તો તે બરાબર નથી. કારણ જ્યાં કર્મની ભેળસેળ થાય, જ્યાં સૌ સ્વેચ્છાએ પોતાને ગમે તે કર્મ કરે, ત્યાં વર્ણધર્મનું પાલન નથી, પણ વર્ણનો સંકર જ છે.

૧૪. વર્ણમાં ઊંચનીચભાવને સ્થાન જ નથી. પણ, લાંબા કાળથી હિંદુધર્મમાં ધર્મને નામે ઊંચનીચના ભેદ દાખલ થયા છે. એ વર્ણધર્મનું વક્ર રૂપ છે, વિકરાળ રૂપ છે. જગતમાંયે આજે ચાલતા કલહનું મુખ્ય કારણ ઊંચ-નીચના ભેદ જ છે. એ યુદ્ધનું નિવારણ વર્ણધર્મના પાલનથી થઈ શકે છે.

૧૫. પણ, જ્યાં ત્રણ વર્ણ પોતાને ઊંચા માની શૂદ્રને હલકા માને છે, ત્યાં શૂદ્ર તેઓની ઈર્ષ્યા કરે અને મિલકત તેઓ લઈને બેસી ગયા છે તેમાં ભાગ પડાવવાની ઇચ્છા રાખે એ કાંઈ નવાઈની વાત નથી. દુઃખની વાત પણ નથી.

૧૬. આજે રોટીબેટીવ્યવહારની મર્યાદામાં વર્ણધર્મનું પાલન સમાઈ જાય છે. વ્યવહારોમાં મર્યાદાને, એટલે કે ખાદ્યાખાદ્ય વિવેકને તેમજ બેટાબેટીની લેવદેવમાં નિયમને સ્થાન છે ખરું. પણ એ બે ઉપર વર્ણધર્મ અવલંબેલો નથી, અને તેને વર્ણધર્મ સાથે જોડી દેવામાં હિંદુધમને ભારે નુકસાન થયું છે.

૧૭. વર્ણની અને આજની જ્ઞાતિઓની વચ્ચે આસમાનજમીનનું અંતર છે. હાલની જ્ઞાતિઓ અને પેટા જ્ઞાતિઓ લોપ પામેલી વર્ણવ્યવસ્થાનાં ખંડિયેરો જેવી છે. એની પાછળ વર્ણભેદના જેવો કોઈ વ્યાપક નિયમ રહેલો નથી, પણ તે આકસ્મિક કારણોથી અને રૂઢિથી ઉત્પન્ન થયેલી પ્રથા છે. એ વર્ણવ્યવસ્થા નથી પણ જ્ઞાતિબંધનો છે. એમાં હિંદુજાતિનું નુકસાન છે, અને તેથી તેનો નાશ થવો ઘટે છે.

૧૮. શાસ્ત્રોમાં વર્ણ ચાર ગણાવ્યા છે. પણ ચાર જ હોવા જોઈએ એ વર્ણધર્મનું અનિવાર્ય અંગ નથી. વર્ણ-ધર્મના પુનરુદ્ધારની વિચારણા કરતાં કદાચ એવું માલૂમ પડે કે વર્ણ ચાર નહિ પણ વધારે અથવા ઓછા કરવાની જરૂર હોય.

## ૩

# આશ્રમ

૧. આશ્રમવ્યવસ્થા પણ કુદરતના નિયમોને વ્યવસ્થિત રીતે આચારમાં ઉતારવાના પ્રયત્નમાંથી થયેલી છે.

૨. સર્વે વર્ણના લોકોને સર્વે આશ્રમોનો અધિકાર છે.

૩. ચારે આશ્રમો એકબીજા સાથે એવા સંલગ્ન છે કે એકના વિના બીજા પાળી જ ન શકાય.

૪. બ્રહ્મચર્યાશ્રમમાં માણસ જન્મથી જ છે. આથી, એ જ આશ્રમ સાવ ફરજિયાત ગણી શકાય. એ આશ્રમને કદી ન છોડવાનો — એટલે, યાવજ્જીવન બ્રહ્મચર્ય રાખવાનો જે ચાહે તેને અધિકાર છે. ઓછામાં ઓછાં પુરુષે ૨૫ અને સ્ત્રીએ ૧૮ વર્ષ સુધી એ આશ્રમ પવિત્રપણે સેવવો જોઈએ.

૫. બીજા સર્વે આશ્રમોની ઉજ્જ્વળતાનો આધાર એ આશ્રમમાં રાખેલા પવિત્ર અને સંયમી જીવન ઉપર છે. માટે

આધ્યાત્મિક દૃષ્ટિએ પહેલો આશ્રમ એ જ મુખ્ય આશ્રમ છે. એ આશ્રમના લોપથી હિંદુધર્મ અને સમાજને અત્યંત નુકસાન થયું છે. એ આશ્રમને તેજસ્વી બનાવવો એ પ્રત્યેક હિંદુનું કર્તવ્ય છે. પણ એ આશ્રમ ભાગ્યે જ આજે કોઈ પાળે છે.

૬. ગૃહસ્થાશ્રમના વિવાહધર્મનો વિચાર બીજા પ્રકરણમાં થશે. ધર્મમાર્ગે પ્રજાની સંપત્તિ વધારવાનો વિશેષ ભાર એ આશ્રમ પર છે.

૭. ગૃહસ્થાશ્રમ ભોગાર્થે છે એ ખ્યાલ ભૂલભરેલો છે. હિંદુધર્મની બધી વ્યવસ્થા સંયમને પોષવા માટે જ છે. એટલે ભોગની કદી ફરજ હોઈ ન શકે. ગૃહસ્થાશ્રમમાં પણ સાદાઈ અને સંયમ એ દૂષણ નહિ પણ ભૂષણ જ છે.

પરંતુ સંયમના આદર્શને પોષતા હોવા છતાં કેટલાક માણસો ભોગો પ્રત્યેનું આકર્ષણ રોકી શકતા નથી. ગૃહસ્થાશ્રમના ધર્મો એ ભોગોની મર્યાદા અને સેવનના વિધિને આંકી દે છે.

૮. છતાં, આજે જેનું સૌ પાલન કરે છે તે ગૃહસ્થ 'વૃત્તિ' છે—એટલે કે પ્રજાવૃદ્ધિનું કર્મ છે,—ગૃહસ્થ 'ધર્મ' નહિ. એથી મોટે ભાગે સ્વેચ્છાચાર, વ્યભિચાર પોષાય છે.

૯. વ્યભિચારી અથવા સ્વેચ્છાચારી જીવનને અંતે વાનપ્રસ્થ કે સંન્યાસ અસંભવિત સમજવાં જોઈએ.

૧૦. ભોગોને ઓછા કરતાં કરતાં, પાછી એ પ્રત્યેના મોહને છોડવાની શક્તિ પ્રાપ્ત થતાં ગૃહસ્થદંપતી બ્રહ્મચર્યનાં વ્રતો ધારણ કરી અથવા પાછાં સતેજ કરી વાનપ્રસ્થ બને

છે. જેણે પોતાના રાગદ્વેષો પર પૂરી જીત મેળવી નથી, પણ ઇંદ્રિયોને રોકી શકે છે અને રોકીને બેઠા છે તે વાનપ્રસ્થ છે એમ કહી શકાય. આ આશ્રમનો અત્યારે લોપ જ થયો છે કહેવાય.

૧૧. જેણે રાગદ્વેષને પૂરેપૂરા જીત્યા છે; જે કાયા, વાચા અને મન એ ત્રણેથી સત્ય, અહિંસા, બ્રહ્મચર્યાદિ યમો પાળે છે, તે સંન્યાસી થયો છે એમ કહી શકાય. એવો સંન્યાસી નિષ્કામભાવે સેવાકર્મ કરતો છતો પોતાના નિર્વાહનો આધાર ભિક્ષા ઉપર રાખે.

૧૨. આશ્રમોને બાહ્ય વેષ સાથે સંબંધ નથી.

## ૪

## સ્ત્રીજાતિ

૧. સ્ત્રીજાતિ પ્રત્યે પોષાયેલો તુચ્છભાવ એ હિંદુ સમાજમાં પેઠેલો સડો છે, ધર્મનું અંગ નથી. ધાર્મિક પુરુષો પણ એવા તિરસ્કારના ભાવથી મુક્ત નથી, એ તે સડો કેટલો ઊંડો ગયેલો છે તે બતાવે છે.

૨. સ્ત્રી અને પુરુષમાં કુદરતી ભેદો છે. તેથી, નિત્યજીવનમાં તેમને બજાવવાની ફરજોમાંયે ભેદો હોય; છતાં એ વચ્ચે કોઈ ઊંચ કે નીચ નથી, પણ સમાજનાં સરખાં મહત્ત્વનાં અને પ્રતિષ્ઠાપાત્ર અંગો છે.

૩. પુરુષ સ્ત્રીજાતિને એક બાજુથી દબાવે છે, અજ્ઞાન રાખે છે, અવગણે છે અને નિંદે છે. બીજી બાજુથી એને પોતાના ભોગોને તૃપ્ત કરનારું કેવળ સાધન ગણે છે, અને તે હેતુથી એને ઢીંગલીની જેમ પોતાની ઇચ્છા મુજબ સજે છે તથા તેની ખુશામત કરે છે, અને એ રીતે એની ભોગવૃત્તિને ઉશ્કેરવાનો પ્રયત્ન કરે છે. આ બેઉ પ્રકારોથી કેવળ સ્ત્રીજાતિનો જ નહિ, પણ પોતાનો અને આખા સમાજનો ભારે અધઃપાત થયો છે.

૪. ઉછેરવામાં અને કેળવવામાં દીકરા અને દીકરી વચ્ચે ભેદ કરી દીકરી પ્રત્યે ઓછી કર્તવ્યબુદ્ધિ રાખનાર માતાપિતા પાપ કરે છે.

૫. યોગ્ય ઉંમરે પહોંચેલો પુરુષ જેટલી સ્વતંત્રતાનો અધિકારી છે તેટલી જ સ્ત્રી પણ છે.

૬. સ્ત્રી અબળા નથી, પણ પોતાની શક્તિ સમજે, તો પુરુષ કરતાંયે વધારે સબળા છે. એ માતા થઈ જેવી રીતે બાળકને ઘડે છે, અને પત્ની થઈ જેવી રીતે પતિને દોરે છે, મોટે ભાગે, પુરુષો તેવા બને છે.

૭. સ્ત્રીજાતિમાં રહેલી અપાર શક્તિ એની વિદ્વત્તાને લીધે કે એના શરીરબળને લીધે નથી; પણ એનું કારણ એનામાં રહેલી તીવ્ર શ્રદ્ધા, ભાવનાનો વેગ અને અત્યંત ત્યાગશક્તિ છે. એ સ્વભાવે જ કોમળ અને ધાર્મિક વૃત્તિની છે, અને પુરુષ જ્યાં શ્રદ્ધા ખોઈ બેસી ઢીલો પડી જાય છે, અથવા ખોટા હિસાબો કરવામાં ગૂંચવાઈ જાય છે, ત્યાં એ ધીર બની સીધે માર્ગે સ્થિર પગલે જાય છે.

૮. જગતમાં ધર્મની રક્ષા મુખ્યપણે સ્ત્રીજાતિને લીધે થઈ છે.

૯. સ્ત્રીજાતિ પોતાનું બળ અને પોતાના કાર્યક્ષેત્રની દિશા બરાબર સમજે તો એ પુરુષની ઓશિયાળી છે એમ માને જ નહિ, અને પુરુષનું તથા એની પ્રવૃત્તિનું અનુકરણ કરવાનો જ આદર્શ રાખે નહિ. એ પુરુષને રીઝવવા કે આકર્ષવા શરીરને સજે નહિ, પણ પોતાના હૃદયના ગુણોથી જ શોભવા પ્રયત્ન કરે.

૧૦. સ્ત્રીજાતિએ સાર્વજનિક કાર્યોમાં પુરુષના જેટલો જ ફાળો આપવો જોઈએ. મદ્યપાનનિષેધ, પતિત સ્ત્રીઓનો ઉદ્ધાર વગેરે કેટલાંક કામો એવાં છે કે તે સ્ત્રી જ વધારે સફળતાપૂર્વક કરી શકે.

૧૧. સ્ત્રીએ પરણવું જ જોઈએ એ મિથ્યા ભ્રમ છે. એને પણ યાવજ્જીવન બ્રહ્મચર્ય પાળવાનો અધિકાર છે.

૧૨. સ્ત્રી પોતાની ઇચ્છા વિરુદ્ધ પતિની કામવાસના તૃપ્ત કરવા બંધાયેલી નથી. તેમ કરનાર પતિ વ્યભિચારના જેવો જ દોષ કરે છે.

# ૫

# અસ્પૃશ્યતા

૧. અસ્પૃશ્યતા એ હિંદુધર્મનું અંગ નથી, પણ એમાં પેસી ગયેલો સડો છે, વહેમ છે, પાપ છે, ને તેનું નિવારણ કરવું એ પ્રત્યેક હિન્દુનો ધર્મ છે, તેનું પરમ કર્તવ્ય છે.

૨. અસ્પૃશ્ય ગણાતા લોકો ચાર વર્ણનું જ અંગ છે.

૩. જન્મના કારણથી મનાયેલી આ અસ્પૃશ્યતામાં અહિંસાધર્મનો અને સર્વભૂતાત્મભાવનો નિષેધ થઈ જાય છે. એના મૂળમાં સંયમ નથી, પણ ઊંચપણાની ઉદ્ધત ભાવના જ રહેલી છે. આથી એ સ્પષ્ટ અધર્મ જ છે. એણે ધર્મને બહાને લાખો કે કરોડોની સ્થિતિ ગુલામ જેવી કરી મૂકી છે.

૪. સાર્વજનિક મેળા, બજાર, દુકાન, શાળા, ધર્મ-શાળા, મંદિર, કૂવા, આગગાડી, મોટર વગેરે સ્થાનો, જ્યાં બીજા હિંદુઓને છૂટથી જવાનો અને તેનો લાભ ઉઠાવવાનો અધિકાર હોય, ત્યાં અસ્પૃશ્યોનેયે અધિકાર છે જ. એ અધિકારથી એમને વંચિત રાખનાર અન્યાય કરે છે. એ અધિકાર સ્વીકારનાર એમના પર મહેરબાની કરતા નથી, પણ માત્ર પોતાની જ ભૂલ સુધારે છે.

૫. સેંકડો વર્ષના અમાનુષી વ્યવહારને અને સંસ્કારી વર્ણોના સસંગર્થી વંચિત રહેવાને પરિણામે અસ્પૃશ્યોની સ્થિતિ એટલી બધી દયાપાત્ર બની ગઈ છે, અને તે એટલા બધા હેઠા પડી ગયા છે કે એમને બીજા વર્ગોની કોટિએ ચડાવવા માટે સંસ્કારી હિંદુઓએ ખાસ પ્રયત્ન કરવા ઘટે છે. આથી અસ્પૃશ્યો અને એવી બીજી દલિત કે પછાત કોમોની સેવા માટે પોતાનું જીવન અર્પણ કરવું, અને તે કાર્યમાં ઉદાર દિલે મદદ કરવી એ આ યુગના સંસ્કારી હિંદુઓ માટે અતિ પવિત્ર કર્મ છે.

૬. આ દૃષ્ટિએ, દલિત વર્ગો માટે ખાસ સંસ્થાઓ અને સગવડો માટે અવકાશ છે. પણ એવી ખાસ સંસ્થાઓ કે સગવડો કરેલી હોય તેથી સાર્વજનિક સંસ્થાઓ અને સગવડોનો લાભ લેવાનો તેમનો અધિકાર ચાલ્યો જતો નથી.

૭. અસ્પૃશ્યોની સ્થિતિ સુધારવા માટે એમની પાસે એમના પરંપરાગત ધંધાઓ છોડાવવાની કે એ પ્રત્યે એમનામાં અણગમો ઉત્પન્ન કરાવવાની જરૂર નથી. એવું પરિણામ આવે એવી રીતે એમનામાં કરેલી પ્રવૃત્તિ એમની સેવા નહિ, પણ અસેવા કરશે. વણકર વણાટ કરતા રહે, ચમાર ચામડું કેળવતો રહે, અને ભંગી પાયખાનું સાફ કરતો રહે, છતાં અસ્પૃશ્ય ન ગણાય ત્યારે જ અસ્પૃશ્યતાનું નિવારણ કર્યું ગણાય.

૮. ભંગી સમાજની ગંદકીને દૂર કરી તેને રોજ રોજ સાફ રાખવાનું પવિત્ર કાર્ય કરે છે. એ કાર્ય નિયમિત રીતે ન થાય તો આખો સમાજ મરણતોલ દશામાં આવી

પડે. તેઓ તેમના ધંધાને લીધે અસંસ્કારી અને નબળી સ્થિતિમાં આવ્યા છે એમ કહેવું યથાર્થ નથી. એ ધંધાનો દરજ્જો બીજા ધંધાઓના જેટલો જ ઊંચો સમજવો ઘટે છે. બીજા ધંધાઓની જેમ એ ધંધામાંયે અનેક સુધારાઓને અવકાશ છે, પણ એ સાવ જુદો પ્રશ્ન છે. સંસ્કારી હિંદુઓ એ ધંધાને આચરી બતાવી તેમાં ઘણા સુધારા કરી શકે.

૯. અસ્પૃશ્યોમાં પેઠેલી મુડદાલ માંસ ખાવાની ટેવ એમની દરિદ્રતા કેટલી કરુણાજનક છે એ જ દર્શાવે છે. એ દરિદ્રતા દૂર થવાથી અને એમને સમજણ આપવાથી એ ટેવ દૂર થાય એવી છે.

૧૦. માત્ર પોતાના આચાર ચોખ્ખા રાખવાથી સંસ્કારી થવાતું નથી. પોતે જેને અશુદ્ધ આચાર ગણતા હોય, તે આચરવાની બીજાને ફરજ પડે એમ વર્તવું એ પણ અસંસ્કારિતાની નિશાની છે. પોતાને સંસ્કારી ગણતા વર્ણો અસ્પૃશ્યોને પોતાનું એઠું કે કોહેલું, ઊતરેલું કે અશુદ્ધ થયેલું આપે, અને પશુ કરતાંયે એમની સાથે હલકો વ્યવહાર કરે, એ અસંસ્કારિતા તેમ જ પાપ છે.

# ૬

# ખાદ્યાખાદ્યવિવેક

૧. મનુષ્ય સર્વભક્ષી પ્રાણી નથી. તેના ખાદ્ય પદાર્થને મર્યાદા છે જ. પણ વર્ણધર્મ સાથે એને સંબંધ નથી. એમાં આભડછેટ દોષરૂપ છે.

૨. સ્વચ્છતા વગેરેના નિયમોનું પાલન કરતાં ને ખાદ્યાખાદ્યનો વિવેક સાચવતાં સર્વે વર્ણોએ એકપંગતે ખાવામાં કંઈ જ દોષ નથી. એ અમુક જ વર્ણોના માણસે રાંધેલો હોય એ મુદ્દલ આવશ્યક નથી.

૩. રોટીવ્યવહારને જે મહત્ત્વ હાલ આપવામાં આવે છે તે આભડછેટપોષક જ છે. તે સંયમને બદલે ઊલટું ભોગને ઉત્તેજન આપનારું થઈ પડ્યું છે.

૪. આથી, જ્ઞાતિ, કોમ, ધર્મ વગેરેના ભેદોની દૃષ્ટિથી કરવામાં આવેલા ચોકાભેદ અને પંક્તિભેદ ધર્મનું લક્ષણ નથી. એવા ભેદની ભાવનાથી હિંદુધર્મને હાનિ થઈ છે.

# ૭

## વિવાહ

૧. વિવાહથી મનમાં આવે તેટલા ભોગ ભોગવવાની છૂટ મળે છે એ ખ્યાલ પાપમય છે. સ્ત્રીપુરુષનો ભોગ એક જ હેતુથી ધર્મયુક્ત થઈ શકે: તે — બન્નેની સંતતિની ઇચ્છાનો. એ ઇચ્છા સિદ્ધ કરવા માટેનો શુદ્ધ પ્રકાર તે વિવાહ.

૨. પરણવા ઇચ્છનાર યુવતી કે યુવકે પોતા માટે વર કે વધૂની પસંદગી જાતે કરવી એ સામાન્ય રીતે ઇષ્ટ નથી. એમાં માનસિક વ્યભિચારના વારંવાર અને શારીરિક વ્યભિચારનાયે ક્યારેક ક્યારેક પ્રસંગો ઉદ્‌ભવે છે. વળી, કમઅનુભવી યુવાવસ્થાના તથા ભોગેચ્છાના વેગ તળે થયેલી પસંદગી ડહાપણભરી થવાનો સંભવ ઘણો ઓછો રહે છે.

૩. માટે પરણવા ઇચ્છનારે પોતાની તેવી ઇચ્છા તથા વિવાહ વિષે પોતે કાંઈ શરતો કે નિર્ણયો કરી રાખ્યાં હોય (જેમકે, વિધવા સાથે, જ્ઞાતિ બહાર, પૈસાની આપલે વિના વિવાહ કરવાના વગેરે) તે પોતાના વડીલો કે વડીલ જેવા મિત્રોને જણાવવાં, અને તેને અનુસરી પોતાને માટે લાયક વર કે વધૂ શોધવા તેમને વિનંતિ કરવી.

૪. વડીલોએ યુવતી કે યુવાનના સ્વભાવ, ગુણદોષ અને વિચારોને ધ્યાનમાં રાખી તેને અનુરૂપ જોડીદાર શોધવા

પ્રયત્ન કરવો. બંનેને એકબીજાના ગુણદોષથી વાકેફ કરવાં; બંનેના જીવનમાં કાંઈ અવશ્ય જણાવવા જેવા પ્રસંગ બન્યા હોય તે ખુલ્લા કરવા. જે બીના પસંદગી કરવામાં મહત્ત્વની અને એવી હોય એ છાની રાખવી નહિ.

૫. વડીલોએ બધી હકીકત જણાવ્યા પછી જો યુવકયુવતીને પરસ્પર મળી લઈ પરિચય કરવાની કે વાતો કરવાની આવશ્યકતા જણાય તો મર્યાદાપૂર્વક તેઓને તેવી રીતે મળવાની સગવડ કરી આપવી.

૬. આને પરિણામે બન્ને એકબીજાને સ્વીકારવાનો નિશ્ચય કરે તો તેમનું સગપણ કરવું. બન્નેમાંથી એક પણ અનિશ્ચિત અથવા નાખુશ હોય ત્યાં સુધી સગપણ ન કરવું, પણ બીજું સ્થાન શોધવા વડીલોએ પ્રયત્ન કરવો.

૭. સગપણ થયા બાદ અને લગ્ન પૂર્વે સ્પર્શની યોગ્ય મર્યાદામાં રહી અને બ્રહ્મચર્યપાલનના આગ્રહપૂર્વક બન્ને જણ એકબીજા સાથે પત્રવ્યવહાર રાખે કે મળે તેમાં દોષ નથી. સંયમી સ્ત્રીપુરુષ એ કાળમાંયે પોતાના ભાવી વર કે વધૂ સાથે ભોગની વાતો કે કલ્પનાઓ નહિ કરે, પણ એકબીજાનો ઉત્કર્ષ થાય તેવી વાતો અને કલ્પનાઓ કરશે.

૮. પરણ્યા બાદ પણ તેઓ માનશે કે વિવાહ એ ધર્મ છે. ધર્મમાં મર્યાદા, વિવેક આદિ રહ્યાં છે. એટલે જે દંપતી મર્યાદા અને વિવેકપૂર્વક રહે છે તે ગૃહસ્થધર્મ પાળે છે; જે મર્યાદા વિના વર્તે છે તે ધર્મનિષ્ઠ નથી પણ સ્વેચ્છાચારી છે.

૯. પ્રજાની ઇચ્છા વિના વિવાહસંબંધ ન હોય. પણ વિવાહ કર્યા પછી બન્ને સંયમી જીવન ગાળવા ઇચ્છે તો

વિવાહ ફોક ગણવાની આવશ્યકતા નથી. સમાજનાં અનેક આવશ્યક કાર્યો સ્ત્રીપુરુષ બન્નેએ મળીને કરવાનાં હોય છે. તે કર્મોમાં બન્ને એકબીજાનાં ધર્મસહચારી બને અને નિકટ સંબંધનો ઉપયોગ સેવા અર્થે કરે.

૧૦. પ્રજોત્પાદનની ઇચ્છા ન હોય, પ્રજા ઉત્પન્ન કરવાની એમાંથી એકની પણ લાયકાત કે શક્તિ ન હોય, અથવા પરસ્પર સંમતિ ન હોય, છતાં પતિપત્ની ભોગ કરે તો તે પાપમય છે.

૮

# સંતતિનિયમન

૧. વગરવિચાર્યે પ્રજા વધાર્યા જવી કે પ્રજાની ઇચ્છા રાખ્યા કરવી એ જડતાની નિશાની છે.

૨. આજે સંતતિની વગરવિચારી વૃદ્ધિ અટકાવવાની આવશ્યકતા છે; પણ તેનો ધર્મયુક્ત માર્ગ એક જ છે: તે બ્રહ્મચર્યનો.

૩. સંતતિનિયમનના કૃત્રિમ ઉપાયો ધર્મ તથા નીતિથી વિરુદ્ધ અને પરિણામે વિનાશને માર્ગે લઈ જનારા છે. એથી પ્રજાનો સર્વ પ્રકારે અધઃપાત થાય છે.

# ૯

# દંપતીમાં બ્રહ્મચર્ય

૧. વિવાહિત સ્ત્રીપુરુષે ઋતુકાળે ભોગ કરવો જ જોઈએ એ માન્યતા ભૂલભરેલી છે. વળી, બેમાંથી એકની ઇચ્છા ન હોય છતાં તેણે બીજાની ભોગેચ્છાને તૃપ્ત કરવી જ જોઈએ એ માન્યતા પણ ખોટી છે.

૨. આથી બેમાંથી એકેની વિષયેચ્છા પોતાના શરીરને સ્વાધીન રાખી શકે એટલી મંદ પડી જાય તો તેને બ્રહ્મચર્ય લેવાનો અધિકાર છે. એમ કરતી વખતે એ બીજાનો સહકાર શોધશે, પણ સંમતિને આવશ્યક નહિ માને.

૩. પતિ અસંમત હોય તો સ્ત્રીના આવા નિર્ણયથી એની સ્થિતિ મુશ્કેલ થવાનો સંભવ છે ખરો. પોતાનો ધર્મ જેને સ્પષ્ટ થયો છે એવી સ્ત્રી એ મુશ્કેલીને સત્યાગ્રહના બળથી સહન કરી લે, અને દુઃખ પડે તે વેઠી લે.

૪. જ્યારે પતિ આવો નિર્ણય કરે ત્યારે પણ તીવ્ર ભોગેચ્છા ધરાવનાર સ્ત્રીની સ્થિતિ મુશ્કેલ થાય છે; કારણ, બન્ને પરિસ્થિતિમાં કાયદો તેમ જ લોકમત પત્નીને પ્રતિકૂળ છે. પણ, જે પતિ આવી રીતે ધર્મભાવનાથી બ્રહ્મચર્યવ્રત

સ્વીકારે તે પોતાની પત્નીનો માર્ગ સરળ કરી આપશે. એ તેને એવો યોગ્ય પુરુષ શોધવામાં મદદ કરશે કે જે કાયદાનો અભિપ્રાય ન સ્વીકારતાં પોતાને એવી સ્ત્રી સાથે ધર્મવિવાહથી જ જોડાયેલો માનશે, અને સમાજ તથા કાયદાથી ઊઠતી મુશ્કેલીઓને સહન કરી લેશે. આ રીતે કાયદાને સુધારવાનો માર્ગ પણ એ સરળ કરી મૂકશે. જ્યાં સુધી એવો પતિ ન મળી શકે, ત્યાં સુધી તેને આદરથી રાખશે.

## ૧૦

## વિધવાવિવાહ

૧. હિંદુ વિધવા એ ત્યાગ અને પવિત્રતાની મૂર્તિ છે. એ માતાની માફક સર્વેને પૂજ્ય છે. એને અશુભ સમજનાર હિંદુ સમાજ મહાન અપરાધ કરે છે. શુભ કાર્યોમાં એની હાજરી અને આશીર્વાદ મેળવવા અવશ્ય પ્રયત્ન કરવો જોઈએ. પવિત્ર વિધવાને સમાજનું ભૂષણ સમજી તેનાં માન અને પ્રતિષ્ઠા સાચવવાં જોઈએ.

૨. પણ, સ્ત્રીજાતિ પ્રત્યે કેળવાયેલા તુચ્છભાવે વિધવા પ્રત્યે અન્યાય કરવામાં મણા જ નથી રાખી. આથી હિંદુ વિધવાની સ્થિતિ અસ્પૃશ્યોના જેવી જ દયાજનક થયેલી છે.

૩. વિધવા ત્યાગની મૂર્તિ છે, પણ તેથી વૈધવ્ય એ બળાત્કારે પળાવવાની વસ્તુ નથી. બળાત્કારે કરાવેલો ત્યાગ એમાં રહેલી દિવ્યતાનો નાશ કરે છે અને એને પૂજનીય અને આદર્શ કરવાને બદલે દયાપાત્ર કરી મૂકે છે.

૪. આથી જેટલો વિધુર થયેલા પુરુષનો પુનર્વિવાહ કરવાનો અધિકાર સ્વીકારાયેલો છે, તેટલો જ વિધવાનો પણ છે.

૫. બાળવિધવા એ બાળલગ્નનું પરિણામ છે. ૧૫-૧૬ વર્ષની ઉંમર પહેલાં કન્યાનું લગ્ન થવું જ ન જોઈએ. એવા લગ્નને પરિણામે આવેલું વૈધવ્ય એ વૈધવ્ય જ નથી. એવી વિધવાને કુંવારી છોકરી જેવી જ સમજીને કુંવારી છોકરીને પરણાવવાની માબાપ જેટલી ચિંતા કરે તેટલી જ એને માટે પણ કરવી જોઈએ અને એને પરણાવવી જોઈએ.

૬. પરણવા ઇચ્છતા હિંદુ યુવકોને એવી બાળવિધવાને જ પરણવાનો આગ્રહ રાખવા ભલામણ કરવા જેવું છે. તરુણ વિધુરે તો જો તે ફરી પરણવા ઇચ્છે તો વિધવાને જ પરણવાનો ધર્મ સમજવો જોઈએ.

# ૧૧

## વર્ણાન્તરવિવાહ

૧. બેટીવ્યવહારની બાબતમાં સંયમ, સુખ અને વર્ણ (એટલે ધંધાનો વારસો) જાળવવાની દૃષ્ટિએ પોતાના જ વર્ણમાં વિવાહ કરવાની મર્યાદા સામાન્યપણે ઇષ્ટ છે. પણ આજે વર્ણવ્યવસ્થા તૂટી પડી છે તેવે સમયે સ્વધર્મી વચ્ચે ગુણકર્મને ઓળખી વિવાહસંબંધ બાંધવો યોગ્ય છે. આવો વર્ણાન્તરવિવાહ નિર્દોષ છે.

૨. પરદેશી અને પરધર્મી સાથે વિવાહ કરવામાં ધર્મનો પ્રતિબંધ ન હોય. પણ તેમાં અનેક વિઘ્નો આવવાનો સંભવ હોવાથી આવા સંબંધો અપવાદરૂપે જ શોભે, અને તેમાંયે હેતુ પારમાર્થિક હોવો જોઈએ.

# ખંડ ૪થો: સત્યાગ્રહ

## ૧

## સત્યાગ્રહીની ફરજ

૧. બીજા ખંડમાં સત્યાગ્રહ વિષેનું સામાન્ય પ્રકરણ છે (૩જું) તે વાચકે ફરીથી આ પૂર્વે જોઈ જવું.

૨. વ્યક્તિ અને સમાજ વચ્ચેનો સંબંધ એવા પ્રકારનો છે કે જે સમાજમાંથી વ્યક્તિનો ઉદ્‌ભવ થાય છે, તે સમાજની એકંદરે ધર્મમાં જેટલી પ્રગતિ થઈ હોય તેના કરતાં વ્યક્તિની પ્રગતિ બહુ જ આગળ વધી શકતી નથી. ભૂતકાળના કોઈ મહાપુરુષની સરખામણીમાં આજનો મહાપુરુષ ધર્મવિચાર કે ધર્મસાધનાની કોઈ બાબતમાં આગળ વધી જાય તો તેનું કારણ, ઘણુંખરું, એ જ હોઈ શકે કે તે મહાપુરુષના કાળના સમાજ કરતાં આજનો સમાજ એવા પ્રકારના ધર્મવિચાર અને સાધનામાં વધારે આગળ વધેલો હોય. આ જ રીતે, માનવસમાજમાં ઉત્તરોત્તર ધર્મની શુદ્ધિ થતી રહેશે એમ આશા કરી શકાય.

૩. આથી પોતાની આજુબાજુ સ્પષ્ટ અધર્મ ચાલી રહ્યો હોય તે તરફ આંખ મીંચેલી રાખી કોઈ વ્યક્તિ

પોતાની અતિશય આધ્યાત્મિક ઉન્નતિ કરી શકે એ શક્ય નથી.

૪. આમ, વ્યક્તિને માત્ર પોતામાં જ સત્ય-અહિંસાદિક ધર્મોની સિદ્ધિ કરવી હોય તોયે સમાજમાં ચાલતા અધર્મનો વિરોધ કરવાની તેના પર ફરજ ઊભી થાય છે.

૫. જેટલે અંશે પોતાની જાતમાં સત્યાદિ ગુણોનો ઉત્કર્ષ થયો હશે અને જેટલે અંશે અધર્મના વિષનો એને સ્પષ્ટ અનુભવ થયો હશે, તેટલે અંશે તેનો વિરોધ કરવાની પોતાની ફરજ તેને સમજાશે અને તેમાં એનું બળ રેડાશે.

૨

# સત્યાગ્રહીની મર્યાદા

૧. સત્યાગ્રહનું તત્ત્વ હજુ સંપૂર્ણપણે ખેડાયેલું શાસ્ત્ર બન્યું નથી. એનો પ્રયોગ હજુ બાલ્યાવસ્થામાં છે, અને એનો પ્રયોગ કરનાર અને એની શક્તિનો ખોળનાર અને અજમાવનાર કોઈ પૂર્ણ શાસ્ત્રી હજુ જોવામાં નથી.

૨. આથી, સર્વ પ્રકારના અધર્મો, અન્યાયો, કલહો વગેરેનું નિવારણ કરવાના તુરત અમલમાં મૂકી શકાય એવા ટુચકા (નુસખા) મેળવવાની કોઈ આશા ન રાખે. પરંતુ, સત્ય અને અહિંસામાં એ શક્તિઓ રહેલી જ છે એમ શ્રદ્ધા રાખી સત્યાગ્રહી એને ખોળવા પ્રયત્નશીલ રહે.

૩. દરમ્યાનમાં અનેક પ્રકારના અધર્મો, અન્યાયો, કલહો વગેરેનું નિવારણ એનાથી થઈ શકતું નથી એમ જોઈ એ નાઉમેદ પણ ન થાય અને નિષ્ક્રિય પણ ન બને.

૪. જે અધર્મો દૂર કરવાને માટે એ સત્યાગ્રહનો માર્ગ શોધી શકતો નથી, તેના હિંસાત્મક ઉપાયો યોજાતા રહેશે. સત્યાગ્રહી એ ઉપાયોનો કેવળ નિષેધ કરે, અથવા પોતાનો શારીરિક કે આર્થિક સહકાર ન આપી તટસ્થ રહે, તેથી એ હિંસા માટેની તેની નૈતિક જવાબદારી ઓછી થતી નથી. એની અહિંસાત્મક યોજના એ બતાવે અને સિદ્ધ કરી આપે ત્યારે જ એ જવાબદારીમાંથી એ છૂટ્યો ગણાય.

૫. આનો અર્થ એ નથી કે સત્યાગ્રહીએ કેવળ નિષેધ કરવો અથવા તટસ્થ રહેવું એ સદાયે ભૂલભરેલું ગણાય. કોઈ વાર એટલું અને એ જ કર્તવ્ય હોય.

૬. પણ, એવાયે પ્રસંગો આવે કે જ્યારે સત્યાગ્રહીને હિંસામાં ઓછોવત્તો સક્રિય ભાગ પણ લેવો પડે. દાખલા તરીકે, ગુનેગારને સજા કરાવવી, યુદ્ધ જાગે ત્યારે પોતાના રાજ્યને મદદ કરવી વગેરે. જે રાજ્યમાં પોતે રહે છે અને તેનું રક્ષણ મેળવે છે, તે રાજ્યને જો એ અહિંસાનો માર્ગ ન દેખાડી શકે તો હિંસાનો કેવળ વિરોધ કરવાથી કે અસહયોગ કરવાથી એ તે હિંસામાં ભાગીદાર બનતો અટકતો નથી.

૭. પણ, એમ મદદ કરવા છતાં પોતાની મદદની રીતમાં એ પોતામાં રહેલી સર્વ સત્યનિષ્ઠા અને અહિંસાવૃત્તિ દાખવે, અને અહિંસાત્મક માર્ગ શોધવાનો પ્રયત્ન કરે.

## ૩

# સત્યાગ્રહના પાયાનો સિદ્ધાન્ત

૧. મનુષ્ય ગમે તેટલો સ્વાર્થાંધ બનેલો હોય, અને ગમે તેવા ઘાતકી કે કુટિલ ઉપાયો યોજવાની એની તૈયારી હોય, છતાં એના હૃદયમાં ઊંડે ઊંડે સત્ય એ જ સર્વથી પર છે એવી પ્રતીતિ અને, તેથી, તેને માટે આદર અને ભય રહેલાં હોય છે જ. મનુષ્યમાત્રના હૃદયમાં રહેલા સત્ય વિષેના આવા ગુપ્ત નિશ્ચય, આદર અને ભય એ સત્યાગ્રહના શસ્ત્રનો પાયો છે. એને જ માણસના હૃદયમાં રહેલો 'અંતઃકરણનો અવાજ' કહી શકાય.

૨. એ અંતઃકરણના અવાજ પ્રત્યે દુર્લક્ષ કરવા અથવા એને દાબી દેવા સ્વાર્થને વશ થયેલો માણસ કેટલાક સમય સુધી પ્રયત્ન કરે છે; પણ, તેનો વિરોધી જો સાચો સત્યાગ્રહી નીવડે તો છેવટે એ અવાજને સાંભળ્યા વિના એને ચાલતું જ નથી.

૩. એ અવાજ અનેકરૂપે એની આગળ પ્રગટ થાય: એને પોતાના અન્યાયની ખાતરી થાય, અને તે માટે પશ્ચાત્તાપ થાય એ એનો શ્રેષ્ઠ પ્રકાર છે. જેને 'હૃદયપલટો' કહે છે તે આ છે.

૪. પણ એથી ઓછી તીવ્રતાથી પણ એ અવાજ ઊઠે: દાખલા તરીકે, લોકલજ્જારૂપે કે સર્વનાશના ભયરૂપે.

૫. જ્યારે સત્યાગ્રહીનો વિરોધી એકાદ વ્યક્તિ નહિ, પણ એક પ્રજા, કોમ કે તંત્ર હોય, ત્યારે એવો અંતર્નાદ તેના કોઈ વધારે ચારિત્ર્યવાન માણસને પહેલો સંભળાય છે અને તેનો પહેલો હૃદયપલટો થાય છે. એ માણસ પછી પોતાના માણસોને એ અવાજ સંભળાવે છે અને સત્યનો પક્ષ લઈ તેમનો વિરોધ પણ કરે છે.

૬. વિરોધીના હૃદયને અંતઃકરણના અવાજ પ્રત્યે જાગ્રત કરવું એ દરેક સત્યાગ્રહનું સાધ્ય છે. અન્યાયને દૂર કરવા માટે વિરોધીએ જે જે પગલાં લેવાં જોઈએ, તે તે એ સાધ્યમાંથી પછી પરિણામરૂપે પોતાની મેળે જ ઉપજે છે.

## ૪

## સત્યાગ્રહનાં સામાન્ય લક્ષણો

૧. સત્ય-અહિંસાદિ સાધનો દ્વારા જ અધર્મનો વિરોધ કરી શકાય — એ સામાન્ય શરત સર્વત્ર લાગુ પડે છે.

૨. અધર્મના નાશનો ધર્મયુક્ત ઉપાય હોવો જ જોઈએ, એ શ્રદ્ધાથી ઉત્કટપણે વિચાર કરનાર સત્યાગ્રહીને વિરોધ કરવાની રીત જડી જ આવે છે.

૩. સત્યાગ્રહ એ એવા પ્રકારનો ઉપાય છે કે એમાં સત્યાગ્રહીને જ કષ્ટ સહન કરવાનું હોય છે; વિરોધી પક્ષને દુઃખ દેવાનો હેતુ હોય જ નહિ. તેથી, જો સત્યાગ્રહી

ભૂલ કરે તો તેને લીધે એને જરૂર કરતાં વધારે દુઃખ ખમવું પડે એમ બને.

૪. પણ તેથી સત્યાગ્રહને પરિણામે વિરોધી સાથે ઝેર વધતું નથી પણ ઘટે છે, અને સત્યાગ્રહને અંતે બન્ને પક્ષો મિત્ર બને છે.

૫. અધર્મનો વિરોધ કરવા માટે સત્યાગ્રહનો યોગ્ય પ્રકાર ન સૂઝી આવે ત્યાં સુધી સત્યાગ્રહી કશુંયે પગલું ભરવાની ઉતાવળ નહિ કરે. પણ શાંતિથી ઈશ્વરની પ્રાર્થના અને પ્રજાની બીજી સેવા કરતો રહેશે. તે શ્રદ્ધા રાખશે કે એમ કરતાં કરતાં એને એક દિવસ સ્પષ્ટ માર્ગ સૂઝી આવશે અને તે ક્ષણે એનો અમલ કરવાની એનામાં શક્તિયે આવી હશે; અથવા ઈશ્વર જ પોતાની અનેકવિધ શક્તિઓ દ્વારા તેનો ઉકેલ આણશે.

૬. સત્યાગ્રહનું શસ્ત્ર સંઘબળ ઉપર અવલંબીને રહેતું નથી. પણ સંઘબળ તેની શક્તિ વધારી શકે છે. સાચા અને ખોટા સત્યાગ્રહ વચ્ચેનો ભેદ પારખવાની આ એક ચાવી છે: જો સત્યાગ્રહની સૂચના કરનાર પોતે એકલો પડે તો પોતાની સૂચનાનો અમલ કરવા તૈયાર ન હોય તો તે સાચો સત્યાગ્રહી નથી એમ કહી શકાય. સાચો સત્યાગ્રહી પોતાને જે માર્ગ સ્પષ્ટ ભાસી આવે છે તેનો અમલ કરવા એકલો તૈયાર થાય છે.

૭. પણ કોઈ એકલે હાથે સત્યાગ્રહ કરવા તૈયાર હોય તેથી તે હંમેશાં યોગ્ય માર્ગ જ લે છે એમ પણ સમજવાનું નથી; છતાં તેવી ભૂલનાં પરિણામ ત્રીજી અને ચોથી કંડિકામાં જણાવ્યા પ્રમાણે થાય છે.

૮. સત્યાગ્રહી ખોટી પ્રતિષ્ઠાનો ખ્યાલ કરતો નથી. એને પોતાની વિચારસરણીમાં કે યોજનામાં ભૂલ માલૂમ પડતાં, ગમે તેટલો આગળ વધી ગયો હોય તોયે થોભી જતાં, અથવા 'પીછેહઠ' જેવું લાગે એવું કરતાં, અને પોતાની ભૂલનો એકરાર કરતાં, તથા જે નુકસાન થાય તે સહન કરી લેતાં કે તે માટે યોગ્ય પ્રાયશ્ચિત્ત સ્વીકારતાં શરમાતો નથી. કારણ કે, સત્ય કરતાં કોઈ પણ બીજા વિચાર કે કારણને સત્યાગ્રહી ઓછા મહત્ત્વનાં સમજે છે. આથી એનું ઇષ્ટકાર્ય બગડતું નથી પણ સુધરે છે, અને એની દેખાતી 'પીછેહઠ' 'આગે બઢ' હતી એમ પાછળથી સિદ્ધ થાય છે.

## ૫

## સત્યાગ્રહના પ્રસંગો

નીચેના નિયમો માત્ર દિશાસૂચક જ સમજવા જોઈએ.

૧. સત્યાગ્રહી પોતાને થયેલા અંગત અન્યાયો માટે ઝટ લઈને સત્યાગ્રહ કરવા નહિ બેસે. એવા અન્યાયોને એ સામાન્ય રીતે સહન કરી લેશે, અને સહન કરતાં કરતાં વિરોધીને પ્રેમથી જીતવા પ્રયત્ન કરશે. પોતાની જાતને થતા અન્યાયના મૂળમાં કંઈક સામાજિક અહિત પણ રહ્યું હોય, તો જ, સામાન્ય રીતે, એનો સત્યાગ્રહથી એ વિરોધ કરશે.

૨. એ જ પ્રમાણે વ્યક્તિ તરફથી થતા અન્યાય અને સમાજ કે સત્તાધારી તરફથી થતા અન્યાય — એ બે વચ્ચે સત્યાગ્રહીને ભેદ કરવાની જરૂર પડે છે. બળવાન વ્યક્તિ નિર્બળ વ્યક્તિને પીડે એવું આ અપૂર્ણ માનવસમાજમાં બન્યા જ કરવાનું. એવા દરેક ઝઘડામાં સત્યાગ્રહી વચ્ચે પડી શકે એ શક્ય નથી. ત્યાં એણે પોતાની શક્તિ, મર્યાદા, અન્યાયનો પ્રકાર, એનું તાત્કાળિક મહત્ત્વ, ન્યાય મેળવવાનાં સર્વમાન્ય અને કાયદેસર સાધનો વગેરેનો વિચાર કરવો રહ્યો. એમ છતાં, જ્યાં સ્પષ્ટ જરૂર ભાસે, ત્યાં એ પોતાનો પ્રાણ આપીનેયે અન્યાય થતો અટકાવવા પ્રયત્ન કરે.

૩. સામાજિક તથા રાજકીય અન્યાયોમાંયે વિવેક કરવાની જરૂર રહે છે. એક અધર્મ કે અન્યાય એવો હોય છે કે એમાં કાયદો અધર્મી કે અન્યાયી નથી હોતો પણ એનો અમલ અધર્મ કે અન્યાયથી થાય છે, અને અમલ કરનાર પોતાના અધર્મ કે અન્યાયને એ કાયદા તળે ઢાંકે છે, અથવા એને પોતાનું હથિયાર બનાવે છે. આમાં એને ન્યાયનો કે ધર્મનો દંભ કરવો પડે છે. આવું પણ અપૂર્ણ માનવ-સમાજમાં બન્યા કરવાનું. માનવસમાજમાં જેમ જેમ સદ્‌ગુણોની અને પરસ્પર સમભાવની એકંદર વૃદ્ધિ થશે તેમ તેમ જ એ સ્થિતિ સુધરશે. એમાં ન્યાય કે ધર્મનો દંભ કરવો પડે છે એ જ વસ્તુ દંભ આચરનારે સત્યને આપેલી શ્રદ્ધાંજલિ છે, એમ સ્વીકારી સંતોષ વાળવો પડે. છતાં, એવો દંભ સાર્વત્રિક થઈ જાય તો એમાંયે સત્યાગ્રહનો પ્રસંગ અને માર્ગ નીકળી આવે. જેમકે, સર્વત્ર દમન ચાલતું હોય ત્યારે પોતાનો બચાવ ન કરવો, પણ શિક્ષા સહન

કરી લેવી, એ જ, સ્વતંત્ર રીતે, સત્યાગ્રહની એક રીત થઈ શકે.

૪. પણ, જે અન્યાય અથવા અધર્મ નફ્ફટાઈથી — તમારે કરવું હોય તે કરી લો એવા ભાવથી — થતો હોય, અથવા એને જ ન્યાયનું, ધર્મનું કે કાયદાનું નામ આપવામાં આવ્યું હોય, તો ત્યાં સત્યાગ્રહ કર્તવ્યરૂપ બની જાય છે. કારણ કે, એવા અધર્મ કે અન્યાયને સહન કરી લેનારની સત્ત્વહાનિ થાય છે.

## ૬

## સત્યાગ્રહના પ્રકારો

૧. સત્યાગ્રહ કેટલી રીતે થઈ શકે તેના બધાયે પ્રકારો ગણાવી શકાય નહિ. અધર્મનું સ્વરૂપ, એની તીવ્રતા, એને આચરનાર વ્યક્તિ કે સમાજની ખાસિયતો, તેનો અને પોતાનો સંબંધ, પોતાના તથા પોતે જેનો પક્ષ લીધો હોય તેના જીવનમાંથી એ અધર્મને ટાળી નાખવામાં મળેલી સિદ્ધિ — એ બધી બાબતો ઉપર સત્યાગ્રહની પદ્ધતિ, પ્રકાર અને માત્રાનો આધાર રહે છે.

૨. સામાન્યપણે એમ કહી શકાય કે જે પદ્ધતિઓ એક કુટુંબમાં રહેલી વ્યક્તિ અધર્મ આચરનાર બીજા કુટુંબીઓ

સામે યોજે તે જ પદ્ધતિઓ ઘટતી રીતે, સમાજમાં પણ લાગુ પડે છે.

૩. એ રીતે એમાં સમજાવટથી શરૂ કરી, ઉપવાસ, અસહકાર, સવિનય ભંગ, તે કુટુંબ – સમાજ – રાજ્ય ઇત્યાદિનો ત્યાગ, પોતાના ન્યાય્ય અધિકારનો શાંતપણે અમલ, અને એ બધું કરતાં જે સંકટો આવી પડે તેનું સહન — એવા અનેક પ્રકારો થાય છે.

૪. એમાંથી યોગ્ય ઉપાય અને તેની યોગ્ય માત્રા ચૂંટવામાં વિવેક અથવા તારતમ્યબુદ્ધિ રાખવી જોઈએ. એ અનુભવથી આવે, પણ કેટલીક ઉપયોગી સૂચનાઓ હવે પછીનાં પ્રકરણોમાં આપી છે.

૫. પણ યાદ રાખવું ઘટે કે સત્યાગ્રહ એ હજુ અપૂર્ણપણે ખેડાયેલી શક્તિ છે. જે તપસ્વી કાયા-વાચા-મને કરી સત્ય અને અહિંસાનું પાલન કરતો રહી એની શક્તિઓ શોધવા મથશે, તેને એના અનેક નવા પ્રકારો મળશે અને એનું બળ અખૂટ લાગશે.

૬. સત્યાગ્રહમાં યુદ્ધને અટકાવવાની શક્તિ હોવી જ જોઈએ. એ શક્તિનું બાહ્ય સ્વરૂપ કેવું હશે તે આજે કહી શકાતું નથી. પણ તેનો અર્થ એટલો જ થયો કે વધારે શ્રદ્ધાથી એની શક્તિઓ શોધવા મથવું.

## ૭

## સમજાવટ

૧. વિરોધીને સમજાવીને સમાધાનીથી કામ કરવાનો પ્રયત્ન કરવો એ સત્યાગ્રહીનું પહેલું લક્ષણ અને સત્યાગ્રહનું પહેલું પગથિયું છે.

૨. એવી સમજાવટનો એ એક પણ માર્ગ પડતો નહિ મૂકે. એમાં પોતાની ધીરજ અને ઉદારતાની પરાકાષ્ઠા બતાવશે. એને માટે વચ્ચે પડનારા મિત્રોની દરમ્યાનગીરીની એ અવગણના નહિ કરે, અને સિદ્ધાંતનો ભંગ ન થાય એવી જાતની બધી છૂટછાટ મૂકવા એ તૈયાર રહેશે.

૩. સમજાવટના પ્રયત્ન નિષ્ફળ જાય અને વિશેષ પ્રકારનું પગલું લેવાનો સમય આવે, ત્યારે એ વિરોધીને એક છેલ્લી તક આપ્યા વિના આગળ નહિ વધે.

૪. આગળ વધ્યા બાદ પણ સમાધાનીને માટે એ હમેશાં તત્પર રહેશે. અને છેતરાવાના જોખમનેય વહોરી લઈ એ પોતાની સમાધાનપ્રિયતા અને ફરીથી એકડેએકથી આરંભ કરવાની તૈયારી બતાવશે; કારણ, સત્યાગ્રહી અસહકારી બને, વિરોધી બને, તીવ્ર લડત આપે, છતાં એના હાડમાં રહેલાં સહકાર, મિત્રતા અને સુસ્નેહની ઇચ્છાને એ ગુમાવવા નહિ દે.

૫. જ્યાં સુધી હૃદયપલટો થાય એવો વિરોધીના અંતરમાં અવાજ ન ઊઠે ત્યાં સુધી, ભલે અમુક અન્યાય દૂર થાય છતાં, હૃદય સાફ થયું અને સત્યાગ્રહનું કાર્ય પૂર્ણ થયું એમ ન કહેવાય.

૬. આથી, એ પહેલાં જેટલી સમાધાનીઓ થાય તેમાં સત્યાગ્રહીને કેટલીક છૂટછાટ મૂકવી પડે છે અને કેટલાક અન્યાયોને ગળી જવા પડે છે. એમ કરવામાં સત્યાગ્રહી, મૂળ અન્યાયને પડતો મૂકયા વિના, એને દૂર કરાવવા જતાં કરવામાં આવેલા બીજા અન્યાયો પ્રત્યે ઉદારવૃત્તિ બતાવે છે.

## ૮

## ઉપવાસ

૧. ઉપવાસને સત્યાગ્રહના પ્રકાર તરીકે યોજવામાં ઘણી ઉતાવળ અને ભૂલો થાય છે.

૨. વ્યક્તિ સામેના સત્યાગ્રહમાં ઉપવાસ જેટલે અંશે યોજી શકાય, તેટલે અંશે સમાજ અથવા તંત્ર સામે ન યોજી શકાય.

૩. વ્યક્તિ સામે પણ ઉપવાસરૂપી સત્યાગ્રહ નછૂટકે જ આદરવો જોઈએ. ઉપવાસથી વિરોધીની ન્યાય કે ધર્મવૃત્તિ જ જાગ્રત ન થાય, પણ કેવળ એની કૃપાવૃત્તિ

જાગે, કે 'કજિયાનું મોઢું કાળું' કરવાની વૃત્તિથી એ સત્યાગ્રહીની 'જીદ' પૂરી કરે એમ બને. આમાં સત્યાગ્રહ થયો એમ ન કહેવાય.

૪. વ્યક્તિ સામેના સત્યાગ્રહમાં જો એ વ્યક્તિ સાથે પહેલાંનો કશો અંગત અને મિત્રતાનો સંબંધ ન હોય તો ઉપવાસનો ઉપાય લેવો સલાહભર્યો નથી.

૫. સામાન્ય રીતે એમ કહી શકાય કે ઉપવાસરૂપે સત્યાગ્રહ કુટુંબી, અંગત મિત્રો, ગુરુ, શિષ્ય, ગુરુભાઈ વગેરે અંગત રીતે પરિચિત મંડળ સામે જ કરી શકાય. એ જ પ્રમાણે, જે સમાજ પોતાનો જ હોય, અને પૂર્વે એને હાથે થયેલી સેવાથી તેનો એ આદરપાત્ર બનેલો હોય, તો જ એ સમાજના અન્યાય સામે ઉપવાસરૂપે સત્યાગ્રહ કરી શકાય એમ સામાન્યપણે કહેવાય.

૬. વ્યક્તિ સામેના સત્યાગ્રહમાં અંગત અન્યાય માટે તો કદી ઉપવાસ ન જ કરવો જોઈએ. એ વ્યક્તિ પોતાની સાથે મિત્રતાનો દાવો રાખતી હોય અને કોઈ ત્રીજા માણસ પ્રત્યે અથવા પોતાની જાત પ્રત્યે કાંઈ અઘટિત વર્તન ચલાવે, ત્યારે બીજા ઉપાયો અજમાવ્યા બાદ ઉપવાસ સંભવી શકે.

૭. તંત્ર સામેના સત્યાગ્રહમાં ઉપવાસ એ છેવટનું પગલું છે. જ્યારે સત્યાગ્રહી પરાધીન સ્થિતિમાં હોય અને સત્યાગ્રહના બીજા કોઈ પણ ઉપાય લેવા એને શક્ય ન હોય, તથા તંત્ર દ્વારા થતો અધર્મ એને એટલો સાલે એવો હોય કે એ અધર્મ કે અન્યાયને સહન કરતાં જીવવું એ કેવળ

સત્ત્વહીન દશાનું જીવતર બને ત્યારે જીવન છોડવાની તૈયારીથી જ એ અનશન શરૂ કરે.

૮. એવી સ્થિતિ ઉત્પન્ન થઈ છે એવો નિર્ણય કરવામાં એ લાગણીને અતિ તીવ્ર નહિ કરે; પણ તંત્ર ચલાવનાર વ્યવસ્થાપકોની મુશ્કેલીઓનો તથા એમને પડી ગયેલી જૂની ટેવોનો પણ યોગ્ય વિચાર કરે તથા તે માટે ઘટતી છૂટછાટ પણ મૂકશે. વળી, અનિવાર્ય અને આકસ્મિક અન્યાય, અને ઇરાદાપૂર્વકના અન્યાય અથવા અન્યાયી નિયમો — એ વચ્ચે પણ એ વિવેક કરશે. વળી, તેમાંયે અંગત અન્યાયોને એ કઠણુ હૃદય કરી સહન કરી લેશે. કારણ કે માણસ જાણીબૂજીને અન્યાય સહન કરી લે તેથી એની સત્ત્વહાનિ થતી નથી, પણ દીનતા, ભય કે માત્ર જીવતર ટકાવી રાખવાના મોહથી અન્યાય સહન કરી લે તેથી સત્ત્વહાનિ થાય છે.

૯. એક બાજુથી સત્યાગ્રહરૂપે ઉપવાસ શરૂ કરવો અને બીજી બાજુથી પોતાની માગણીને મંજૂર રખાવવા વિરોધીના ઉપરીઓ દ્વારા દબાણ લાવવા પ્રયત્ન કરવો બરાબર નથી. એવા ઉપવાસને સત્યાગ્રહ કહી શકાય નહિ.

૧૦. પોતાના અથવા મિત્રના અથવા સાથીઓના દોષના પ્રાયશ્ચિત્તરૂપે, કે મિત્ર અથવા સાથીઓને એમની કોઈ શુદ્ધ પ્રતિજ્ઞા પર દૃઢ રાખવા માટે ઉપવાસ કરવા એ પ્રસ્તુત પ્રકરણના અર્થમાં સત્યાગ્રહ નથી, પણ તપશ્ચર્યા છે. વિવેકપૂર્વક કરેલી એવી તપશ્ચર્યાને જીવનમાં સ્થાન છે; પણ એની ચર્ચા અહીં પ્રસ્તુત નથી.

૯

# અસહકાર

૧. જ્યાં પહેલાં સહકારથી બન્ને પક્ષનો વ્યવહાર ચાલતો હોય, ત્યાં જ અસહકારરૂપી સત્યાગ્રહ અજમાવી શકાય.

૨. એમાં અસહકારીની મદદ વિના બીજાનું કામ નભી શકે એવી સ્થિતિ હોય, ત્યાં અસહકારનો અર્થ બીજા પક્ષનો ત્યાગ અથવા પોતાપૂરતી શુદ્ધિ એટલો જ થાય. એને પણ સત્યાગ્રહમાં સ્થાન છે. જેમકે, શેઠને બીજા ઘણા નોકરો મળી શકે એમ હોય, તે છતાં શેઠના અધર્મમાં ભાગ ન લેવા ઇચ્છનાર નોકર પોતાનું રાજીનામું આપે, અથવા બીજા ઘણા કલાલી કરવા તૈયાર બેઠા હોય છતાં કોઈ કલાલ એ ધંધો છોડી દે, ત્યાં આવા પ્રકારનો અસહકાર થાય છે. આ પ્રમાણે અધર્મમાં હઠપૂર્વક રહેનાર કુટુંબી, મિત્ર ઇત્યાદિનો ત્યાગ તે પણ આવો જ સત્યાગ્રહ છે.

૩. જ્યાં પોતાની મદદ વિના બીજા પક્ષનો વ્યવહાર નભી શકે જ નહિ એવી પરિસ્થિતિ હોય, ત્યાં અસહકાર એ વધારે ઉગ્ર સત્યાગ્રહ છે. આથી એને ઉપાડતાં પહેલાં

સત્યાગ્રહીને પોતાનો માર્ગ સ્પષ્ટ ધર્મરૂપે દેખાવો જોઈએ. એમાં સામા પક્ષને પોતાના વિના ચાલે એમ નથી એ વાત સત્યાગ્રહી ભૂલતો નથી, અને તે વસ્તુસ્થિતિમાં એ પોતાનું બળ જુએ છે. આથી એનો સામા પક્ષને પજવવા માટે પણ ઉપયોગ થવાનો સંભવ છે.

૪. જ્યારે બીજો પક્ષ પોતાના સહકારનો કેવળ દુરુપયોગ કરતો જણાય અને એને બળે નિર્દોષોને પીડા થતી જણાય, ત્યારે એવો અસહકાર યોગ્ય અને આવશ્યક જ ગણાય.

૫. અસહકારમાં વિરોધીનાં જે જે કામો પોતાની પ્રત્યક્ષ મદદ વિના ચાલી શકે એમ ન હોય તેમાંથી એ પોતાની મદદ ખેંચી લેશે; જેમાં એની પ્રત્યક્ષ મદદ ન હોય, પણ વિરોધીને મહત્ત્વ આપવા તથા એની પ્રતિષ્ઠા વધારવારૂપી મદદ હોય, ત્યાં એ તેવી મદદ ખેંચી લેશે અને તેથી પોતાને જે લાભો મળતા હોય તે છોડી દેશે.

૬. વિરોધી પોતાનું તંત્ર સત્યાગ્રહી પક્ષની મદદ વિના નહિ જ ચલાવી શકે એવો એને અનુભવ કરાવવો એ અસહકારનું લક્ષ્ય છે. તેથી સત્યઅહિંસાદિ સાધનો વડે એ તંત્ર અટકાવી પાડવા સુધી અસહકાર વધારી શકાય.

૭. એ અસહકારમાં કયા ક્રમથી અને કેટલાં તીવ્ર પગલાં લેવાં એ અનુભવથી માલૂમ પડે. પણ અસહકારનો માર્ગ લેનારને એવી પ્રતીતિ થયેલી હોવી જોઈએ કે, વિરોધીનું કૃત્ય અથવા તંત્ર એટલું દુષ્ટ છે કે એની જગ્યાએ બીજું તંત્ર તુરત ઊભું ન થઈ શકે તોયે એ ભાંગી પડે એ વધારે ઇષ્ટ છે.

૮. અસહકારનો દુરુપયોગ થવાનો સંભવ હોવાથી સત્યાગ્રહી અસહકાર અને અસત્યાગ્રહી અસહકાર વચ્ચે કાળજીપૂર્વક વિવેક કરવો ઘટે છે. સત્યાગ્રહમાં દુઃખ વહોરી લેવાપણું રહે છે જ; માટે, જો અસહકાર કરનારને કશું જ વેઠવું પડે એમ ન હોય, તો એ અસહકાર સત્યાગ્રહી ન હોવાનો મોટે ભાગે સંભવ છે.

## ૧૦

## સવિનયભંગ

૧. સવિનયભંગ બે જાતનો થઈ શકે: કોઈ ખાસ અન્યાયી હુકમ કે કાયદાનો, તેટલો જ હુકમ કે કાયદો રદ કરાવવા પૂરતો; અને, અસહકારના જ વિશેષ પગલારૂપે અન્યાય, અધર્મ, કે નિર્દોષ યા તટસ્થ પ્રજાને અઘટિત અગવડ કર્યા સિવાય તોડી શકાય એવા, સામાન્યપણે, સર્વે કાયદાઓનો.

૨. માણસ ચોરી નથી કરતો, તે કાંઈ રાજ્યનો એવો કાયદો છે એટલા જ માટે નહિ, પણ એ અધર્મ છે એમ સમજીને. આથી, સવિનયભંગમાં એવા કાયદાઓ તોડી ન શકાય.

૩. ગાડી ખોટી બાજુએથી ન હંકારવી, રસ્તા પરના અવરજવરના નિયમન માટે ઊભેલા પોલીસના સિપાઈની આજ્ઞા

માનવી, મોડી રાત સુધી ઘોંઘાટ ન કરવો, મહત્ત્વનાં કારણ વિના આગગાડીની સાંકળ ન ખેંચવી, વગેરે હુકમોનો ભંગ કરવાથી નિર્દોષ તથા તટસ્થ માણસોને અઘટિત અગવડ થાય, માટે એવા હુકમોનો પણ ભંગ ન થઈ શકે.

૪. પણ, માણસ રાજ્ય પ્રત્યે અસંતોષ ન દર્શાવે તો તેનાં બે કારણો હોય: રાજ્ય માટે એને સંતોષ હોય અને તેથી તેના પ્રત્યે એની ભક્તિ હોય માટે; અથવા કાયદાથી ડરીને. સત્યાગ્રહી કાયદાથી ડરીને રાજ્ય પ્રત્યે અસંતોષ પ્રગટ કરતો અટકશે નહિ, અને જ્યાં સવિનયભંગની જરૂર ઊભી થાય ત્યાં એવા કાયદાને તોડવો ફરજરૂપ પણ થઈ શકે.

૫. તે જ પ્રમાણે મર્યાદામાં રહી, પોતાના દેશના કોઈ પણ ભાગમાં જવાનો અને રહેવાનો તથા શાંતિયુક્ત સરઘસો, મેળાવડા, સભા, પ્રજાસેવાનાં કાર્યો, અયોગ્ય પ્રવૃત્તિઓ સામે પિકેટિંગ વગેરે કરવાનો અને યોજવાનો પ્રજાનો સામાન્ય હક હોય છે: એ હક સામે સરકાર તરફથી પ્રતિબંધ થાય તો તે આજ્ઞાને સત્યાગ્રહી નીચેનાં કારણોથી ઉઠાવે છે:

(क) સરકારે પ્રતિબંધનો હુકમ કરવા માટે દર્શાવેલાં કારણો એને વાજબી લાગતાં હોય; અથવા

(ख) એવા હુકમો તોડવા જતાં, સરકાર અને પ્રજા વચ્ચેની તકરારના મૂળ મુદ્દાઓ બાજુએ રહી જાય અને કોઈ અપ્રસ્તુત મુદ્દાઓ મહત્ત્વના બની જાય, તથા પ્રજાનું ધ્યાન મૂળ મુદ્દાઓ પરથી ઊઠી જાય અને એવા નાના મુદ્દાઓ પર ચોટી જાય એવો સંભવ હોય. એવાં કારણો ન હોય તો એવા હુકમનો સવિનયભંગરૂપ સત્યાગ્રહ થઈ શકે.

૬. એ જ રીતે સત્યાગ્રહી રાજ્યને કર આપે છે, તે એ રાજ્યને ટકાવવું ઇષ્ટ સમજે છે માટે. જો એ રાજ્યતંત્રનો નાશ કરવો એ જ ધર્મ છે એમ એની ખાતરી થાય તો એ રાજ્યને કર આપવાના કાયદાઓનો એ ભંગ કરી શકે; પણ તે સાથે જ એ રાજ્ય તરફથી એ કશાયે લાભ પ્રયત્નપૂર્વક નહિ સ્વીકારે.

૭. જ્યાં પ્રજાકીય રાજ્યતંત્ર હોય, અથવા સરકાર અને પ્રજા વચ્ચે સામાન્યપણે સહકાર હોય, અથવા તીવ્ર લડતનો અભાવ હોય, ત્યારે પણ વ્યક્તિગત અમલદારો, ગેરસમજથી અથવા અમલદારીના દોરમાં, અન્યાયી હુકમો કાઢે એવો સંભવ હોય છે. એવા છૂટક અન્યાયી હુકમને સવિનયભંગનો પ્રસંગ કરવો હમેશાં યોગ્ય નથી. એવા અન્યાયોને ગળી જવાથી નુકસાન જ થાય છે એમ ન માની લેવું જોઈએ. ઊલટું, એવે વખતે પ્રજાએ અને આગેવાનોએ બતાવેલી ધીરજ અને ઉદારતા પ્રજાને તાલીમ આપનારી નીવડે છે. જે આ રીતે, ભયથી નહિ પણ ઇરાદાપૂર્વક, અન્યાયોને સહન અને આજ્ઞાનું પાલન કરી જાણે છે, તે જ પ્રસંગ આવતાં, સવિનયભંગ પણ સારી રીતે કરી શકે છે.

૮. વિરોધીના કે તટસ્થ લોકોના જાનમાલને નુકસાન થાય, કે તેમની અઘટિત પજવણી થાય એવી રીતે સવિનયભંગની ચળવળ સ્વરૂપ લે છે, અને તેને પોતે રોકી શકે એમ નથી એમ જણાતાં જ સત્યાગ્રહી એ ચળવળ થોભાવી દેશે, અને પોતાની સર્વ શક્તિ એવાં નુકસાન અને પજવણી થતાં અટકાવવામાં ખર્ચશે.

## ૧૧

# સત્યાગ્રહીનું કોર્ટમાં વર્તન

૧. કાયદાનો સવિનયભંગ કરવાનો સંકલ્પ કરનાર સત્યાગ્રહી એ ભંગને પરિણામે થઈ શકનારી પૂરી સજા ભોગવવાને તૈયાર જ હોય.

૨. આથી, જ્યારે એવો કોઈ કાયદો એણે તોડ્યો છે એવો આરોપ મૂકી અધિકારી એને પકડવા આવે ત્યારે એ કાંઈ પણ આનાકાની બતાવ્યા વિના પકડાઈ જાય.

૩. હકીકતમાં એવું બને કે સત્યાગ્રહીએ કાયદો તોડ્યો જ ન હોય, છતાં એની સામે ખોટા પુરાવો રજૂ કરી એણે કાયદાનો ભંગ કર્યો છે એમ દેખાડવામાં આવે. આમ થાય ત્યાં સત્યાગ્રહી કોર્ટના કામકાજમાં કશો ભાગ ન લે અને બચાવ પણ ન કરે. એનો પોતાનો એ કાયદો તોડવાનો જ વિચાર હોવાથી તોડ્યા વિનાયે એને શિક્ષા થતી હોય તો તેને એ આવકારલાયક જ ગણે.

૪. પોતે કાયદો તોડ્યો જ હોય તો એ પોતાનો ગુનો કબૂલ કરી દે અને સજા માગી લે.

૫. બચાવ ન કરવાની બાબતમાં નીચેના અપવાદો છે:

(क) સત્યાગ્રહના સિદ્ધાંતથી વિરુદ્ધ હોવાથી જેવી જાતનો ગુનો કરવાનો એનો કદી ઇરાદો જ ન હોય તેવા ગુનાનો એના ઉપર આરોપ મૂકવામાં આવે તો સત્યને ખાતર એ પોતાનો બચાવ કરે: દાખલા તરીકે, ખૂનના આરોપમાં.

(ख) સત્યાગ્રહીઓનાં અથવા અમલદારોનાં વર્તન અથવા નીતિની કોઈ એવી બાબત ઉત્પન્ન થઈ હોય કે તે સિદ્ધાંતનો કે સાર્વજનિક મહત્ત્વનો કોઈ વિષય હોય, અને તેમાં સત્ય પ્રગટ થવાની આવશ્યકતા જણાતી હોય, ત્યાં બચાવ કરવો પડે. દાખલા તરીકે, પોલીસે અત્યાચાર કર્યો છે એમ ખાતરી કરી લઈ સત્યાગ્રહીએ તે હકીકત પ્રગટ કરી હોય, અને એ વાત ખોટી છે એમ પ્રતિપાદન કરી ખોટી હકીકત પ્રસિદ્ધ કરવા માટે કામ ચલાવવામાં આવે ત્યારે; અથવા સત્યાગ્રહી મારફાડ અને તોફાનને ઉત્તેજન આપે છે એવો આક્ષેપ હોય ત્યાં.

(ग) અમલદારોએ અતિ ઉત્સાહથી કે ગેરસમજથી એવા હુકમો કાઢ્યા હોય કે જેવા હુકમો કાઢવામાં આવશે એવી સરકારની ધારણા નહોતી એમ માનવાને કારણ હોય, તથા તે હુકમો જે કાયદાની રૂએ કાઢવામાં આવ્યા હોય તે કાયદો તેવી સત્તા આપે છે એમ માની શકાય એમ ન હોય, અને તે હુકમને પરિણામે જેમનો સત્યાગ્રહ કરવાનો ઇરાદો ન હોય એવી સામાન્ય પ્રજાનેયે ભારે સંકડામણ થાય એમ જણાતું હોય, ત્યાં બચાવ કરવાની જરૂર ઊભી થઈ શકે.

૬. સત્યાગ્રહી કોર્ટના કામમાં ભાગ ન લે તેનો અર્થ એ નથી કે એ કોર્ટ તરફ તોછડાઈથી કે અવિનયથી વર્તે, અથવા અસત્યાચરણ કરે. આથી, એ કોઈ અધિકારીનું અપમાન ન કરે, તેની હાંસી ન કરે કે તેને તોછડા જવાબ ન આપે. વળી, તે પોતાનાં નામઠામ ન છુપાવે; પણ, જો અમલદાર કેસ સાથે સંબંધ ન ધરાવનારી અથવા બીજા આરોપીઓ કે માણસોને લગતી વાતો પૂછે, તો તેના જવાબ આપવા સત્યાગ્રહી બંધાયેલો નથી, અને એવા જવાબ આપવાનો વિનયપૂર્વક ઇનકાર કરે.

૭. પોલીસના કબજામાં સત્યાગ્રહી હોય ત્યારે તેને નવરાવવા-ધોવરાવવા, ખવરાવવા-પીવરાવવા, તથા સલાહકાર અને મિત્રોને મળવા દેવાની સગવડ આપવાની અને એની પ્રત્યે સભ્યતાથી વર્તવાની પોલીસની ફરજ છે; તેમ જ સત્યાગ્રહીએ પોલીસ પ્રત્યે વિનયથી વર્તવાની ફરજ છે. જો પોલીસ તરફથી અગવડ, કનડગત, અસભ્યતા કે મારફૂટ કરવામાં આવે તો સત્યાગ્રહીએ તે વિષેની હકીકત પોલીસના ઉપરીને (તે મળી શકે તો) રજૂ કરવી; અને ન મળી શકે અથવા ધ્યાન ન આપે તો મૅજિસ્ટ્રેટ આગળ રજૂ કરવી. પણ, મૅજિસ્ટ્રેટ પણ તે ઉપર ધ્યાન ન આપે તો સરકારની સંમતિથી આ કષ્ટો અપાય છે એમ માની તથા પોતાના સલાહકારોને સર્વ હકીકતથી વાકેફ કરી શાંત રહેવું.

૮. સત્યાગ્રહીને દંડની સજા થાય તો તે પોતે કદી દંડ ભરે નહિ, તેમ જ ભરવા કોઈને પ્રેરણા કરે નહિ, પણ ન ભરવાનો ધર્મ સમજાવે અને તેના બદલામાં કેદની સજા વહોરી લે.

૯. દંડ વસૂલ કરવા એને ત્યાં જપ્તી લઈ જવામાં આવે તો તે પોતાની માલમિલકત જપ્ત થવા દે, અને તેથી વધારે નુકસાન થાય તોયે ખમી લે, પણ પોતે દંડની રકમ કાઢી આપે નહિ. કારણ, જેણે પોતાની સત્ત્વરક્ષા માટે કાયદો તોડ્યો છે તે તેને માટે સર્વસ્વ આપવા તૈયાર જ હોય. માટે હાથેથી દંડ ભરી એ પોતાની સત્ત્વહાનિ થવા દે નહિ.

૧૦. સત્યાગ્રહી ઊંચો વર્ગ મેળવવા પ્રયત્ન ન કરે. વર્ગીકરણના નિયમોની પાછળ રહેલો હેતુ કેટલેક અંશે સત્યાગ્રહીઓ અને સામાન્ય કેદીઓમાં, તેમ જ સત્યાગ્રહીઓમાં પરસ્પર ભેદ પડાવવાનો છે. તેમાં ઈર્ષા, ભય અને લાલચ પણ આવે છે. વળી તેનો અમલ પણ ઘણી વાર મનસ્વીપણે અને વર્ગ ઉતારીને વધારાની શિક્ષા કરવા માટે થાય છે. આથી વર્ગીકરણનું આ ધોરણ જ યોગ્ય નથી. છતાં સત્યાગ્રહીને જે વર્ગ મળ્યો હોય તેની સગવડો તે ભોગવે તેમાં સત્યનો ભંગ જ થાય છે એમ ન કહેવાય.

# ૧૨

# સત્યાગ્રહીનું જેલમાં વર્તન

૧. સત્યાગ્રહી જેલમાંયે પોતાની સભ્યતા અને વિનય કદી ન છોડે.

૨. જેલના નિયમોનો ભંગ કરવાની નહિ, પણ પાળવાની વૃત્તિથી એ જેલમાં પોતાના જીવનનું ધોરણ સામાન્ય રીતે રાખે, અને જ્યાં મહત્ત્વના સિદ્ધાંતનો કે સ્વાભિમાનનો પ્રશ્ન હોય ત્યાં જ નિયમની સામે થવા પ્રેરાય. આથી, એ કશું જેલમાં ચોરીથી લાવે નહિ, કોઈને લાંચરુશવત આપે નહિ, તથા નિયમ બહારની કોઈક સગવડ મેળવવા કોઈની ખુશામત કરે નહિ.

૩. શ્રમ કરવો એ જેલનિયમ જ નથી, પણ કુદરતનો કે ધર્મનો નિયમ છે. તેથી, જેલના નિયમ પ્રમાણે સોંપાયેલું કામ સ્વીકારવામાં તથા કરવામાં સત્યાગ્રહી દિલ ચોરે નહિ.

૪. જે કામ કે કાળના પ્રમાણને પોતાની તબિયતના કે બીજા કારણસર પોતે પહોંચી શકે એમ ન હોય તે બાબત તે અધિકારીનું વિનયપૂર્વક ધ્યાન ખેંચે. અને તે છતાં તેને એ સોંપવામાં આવે તો તેને કરવા પ્રયત્ન કરે અને દુઃખ થાય તે સહી લે.

૫. દાક્તરી તપાસમાં એ પોતાના રોગો સાચી રીતે જણાવે. પોતે કોઈ ચેપી રોગથી પીડાતો હોય તો તે હકીકત છુપાવે નહિ.

૬. પોતાના ધર્મ કે નિયમને વિરોધી દવા કે ઉપચારો લેવા કેદી બંધાયેલો નથી; પણ, તેથી એ કોઈ બીજી જાતની દવા કે ઉપચાર અધિકારપૂર્વક ન માગી શકે. શીતળા ટંકાવવા જેવા કેટલાક ઉપચાર ન લેવા માટે એ શિક્ષાપાત્ર પણ ગણાય છે. કેદીને જો સાચો ધાર્મિક આગ્રહ હોય તો તે એ શિક્ષા સહન કરે; પણ શિક્ષા સહન કરવાની તૈયારી હોય તેથી જ ખોટી રીતે ધાર્મિક સ્વરૂપ આપી આગ્રહી ન બને.

૭. પોતાની તબિયતને અંગે જે ફરિયાદ હોય અને જે સગવડની જરૂર હોય તે એ યોગ્ય અધિકારીને જણાવે. પણ તેને સંતોષકારક દાદ ન મળે તો તે પણ સત્યાગ્રહનાં કષ્ટો પૈકીનું એક છે એમ માની શાંતિથી સહન કરે. એવી સગવડો એ ચોરીછૂપીથી મેળવી તબિયત સાચવવાનો પ્રયત્ન ન કરે. એ રીતે પોતાની તબિયત સાચવવાથી એણે કરેલી માગણીઓ ગેરવાજબી હતી એમ જ અધિકારી માનશે.

૮. જેલમાંયે પાળવા જ જોઈએ એવી રીતના જો એના કોઈ વ્રતનિયમો હોય, તો તે બાબત તેણે યોગ્ય અધિકારીને જણાવી ઘટતી સગવડ માગવી. એવા ખાસ વ્રતનિયમવાળા જેલને જ ખર્ચે એનું પાલન કરવાનો આગ્રહ ન રાખી શકે, તેથી જો ખાનગી ખર્ચે એવી છૂટ મળે તો તેથી એણે સંતોષ માનવો. જો એવી છૂટ ન મળે તો એણે વ્રતનિયમ પાળવા માટે જે કષ્ટ સહન કરવું પડે તે સહેવું.

૯. જેલ દરમિયાન જ પાળવા માટે કોઈ ખાસ વ્રત-નિયમ સત્યાગ્રહીએ ન લેવા.

૧૦. કેદીએ માર અથવા ગાળ, કે એઠું, ગંદું, કાચું, કોહેલું કે જીવજંતુવાળું ભોજન ખાવાની ફરજ નથી. આથી

એવું એણે સહન કરી લેવું જોઈએ નહિ. મારપીટ કે ગાળને લગતી ફરિયાદ સાંભળવામાં ન આવે તો વધારે માર, ગાળ કે શિક્ષાનું જોખમ વહોરી લઈનેયે એ કામ કરવાની ના પાડી શકે અને જરૂર પડે તો ઉપવાસ પણ કરે.

૧૧. ન ખાવા જેવો ખોરાક લેવાનો એ ઇનકાર કરે અને તે માટે જે શિક્ષા થાય તે સહન કરી લે.

૧૨. સત્યાગ્રહી પોતાના કે પોતાના જ વર્ગના કેદીઓ માટે જેલના અમલમાં સુધારા કે સગવડો મેળવવા માટે સત્યાગ્રહ ન આચરે — સિવાય કે અન્યાયી અમલ એને કે એ વર્ગના કેદીઓને જ થતો હોય. પણ આખા જેલતંત્રમાં જે સુધારા કરાવવા જેવા હોય તેને માટે જ ઘટતાં કારણો અને પરિસ્થિતિ હોય તો સત્યાગ્રહ આદરે.

૧૩. જેલનું તંત્ર વ્યવસ્થિત ચાલે એવી રીતે સત્યાગ્રહી વર્તે તે સહકાર સત્યાગ્રહના સિદ્ધાંતનો વિરોધી નથી, અને તેથી એવી બધી મદદ અધિકારીઓને આપવાનો સત્યાગ્રહીનો ધર્મ છે. પણ સત્યાગ્રહી જેલના વૉર્ડર કે વૉચમેન વગેરેના અધિકારો સ્વીકારે નહિ.

૧૪. છૂટના દહાડા વધારાવવા માટે સત્યાગ્રહી લાલસા દેખાડે નહિ.

૧૫. સ્વરાજ્ય માટેના સત્યાગ્રહનો ઉદ્દેશ આખા રાજ્ય-તંત્રને મૂળથી જ બદલવાનો છે. માટે જેલતંત્રની સુધારણા એ એક સ્વતંત્ર લડત બની જાય એ રીતે સત્યાગ્રહી જેલમાં લડત ન ઉપાડે, પણ અક્ષમ્ય અમાનુષી વર્તન કે નિયમ સામે જ પ્રસંગ પડ્યે લડે.

# ૧૩
# સત્યાગ્રહીની નિયમાવલિ

કાંઈ પુનરુક્તિનો દોષ થાય છે છતાં ગાંધીજીએ તા. ૨૩–૨–૧૯૩૦ના 'નવજીવન'માં આપેલી 'સત્યાગ્રહીની નિયમાવલિ' આ ખંડની યોગ્ય પૂર્તિ થશે. એમાં આ ખંડનો સુંદર ઉપસંહાર પણ થાય છે:

૧. સત્યાગ્રહ એટલે સત્યનો આગ્રહ. આ આગ્રહ રાખતાં મનુષ્યને અતુલ બળ મળે છે. આ બળને આપણે સત્યાગ્રહને નામે ઓળખીએ છીએ.

૨. સત્યનો આગ્રહ ખરો હોય તો તે માતાપિતા, સ્ત્રીપુત્રાદિ સામે, રાજાપ્રજા સામે, અને છેવટે આખા જગત સામે જાળવવો પડે.

૩. આવો વ્યાપક આગ્રહ કરતાં સ્વજન કે પરજન, બાળક કે વૃદ્ધ, સ્ત્રી કે પુરુષનો ભેદ રહેતો નથી. એટલે કોઈની સામે શરીરબળ વાપરી શકાય જ નહિ. તેથી જે બળ બાકી રહ્યું તે અહિંસાનું—પ્રેમનું—બળ જ હોઈ શકે. આ બળનું બીજું નામ આત્માનું બળ.

૪. પ્રેમનું બળ બીજાને ન બાળે, પોતે જ બળે. એથી સત્યાગ્રહીમાં મરણ પર્યન્તનું કષ્ટ હસતે મોઢે સહન કરવાની શક્તિ હોવી જોઈએ.

૫. આ ઉપરથી સ્પષ્ટ છે કે સત્યાગ્રહી પ્રતિપક્ષીનો આત્યંતિક વિરોધ કરતો છતો મનથી, વચનથી કે કાયાથી પ્રતિપક્ષની કોઈ પણ વ્યક્તિનું અહિત ન ઇચ્છે કે ન કરે. આ વિચારશ્રેણીમાંથી અસહકાર, સવિનયભંગ ઇત્યાદિ ઉત્પન્ન થયાં છે.

૬. આટલી સત્યાગ્રહની ઉત્પત્તિ જેઓ યાદ રાખશે તેમને નીચેના નિયમો સહેલાઇથી સમજાશે:

(૧) સત્યાગ્રહી કોઈની ઉપર ગુસ્સો નહિ કરે.

(૨) તે વિરોધીનો ગુસ્સો સહન કરશે.

(૩) ગુસ્સો સહન કરતાં તે વિરોધીનો માર સહન કરશે, તેને કદી મારશે નહિ, તેમ તેના ગુસ્સામાં કરેલા યોગ્ય કે અયોગ્ય હુકમને પણ મારના કે બીજા ડરથી તાબે નહિ થાય.

(૪) સિપાહી કેદ કરવા આવે ત્યારે તે તેની કેદમાં સુખેથી જશે. પોતાની મિલકત જપ્ત કરવા આવશે તો તે સુખેથી આપી દેશે.

(૫) પારકાની મિલકત પોતાના રક્ષણ તળે હશે તેનો કબજો તે મરતાં લગી નહિ છોડે, છતાં કબજો લેવા આવનારને મારશે નહિ.

(૬) મારવું નહિ એટલે ગાળો પણ ન દેવી.

(૭) તેથી સત્યાગ્રહી વિરોધીનું અપમાન નહિ કરે. હાલના કેટલાક પ્રચલિત પોકારો હિંસક છે ને સત્યાગ્રહીને સારુ સર્વથા ત્યાજ્ય છે.

(૮) સત્યાગ્રહી અંગ્રેજી વાવટાની સલામી નહિ કરે, પણ તેનું અપમાન પણ નહિ કરે. અમલદારનું કે કોઈ અંગ્રેજનું તે અપમાન નહિ કરે.

(૯) લડતને અંગે કોઈ અંગ્રેજનું કે રાજ્યના અમલદારનું કોઈ અપમાન કરે અથવા તેની ઉપર હુમલો કરે તો સત્યાગ્રહી પોતાના જીવના જોખમે તેનું રક્ષણ કરશે.

## કેદને વિષે

(૧૦) સત્યાગ્રહી કેદ થાય ત્યારે જેલના સ્વમાનભંગ ન કરતા હોય એવા બધા નિયમોનું પાલન કરશે ને અમલદારો પ્રત્યે વિવેકથી વર્તશે. દાખલા તરીકે, તે અમલદારની સામાન્ય સલામ લેશે, પણ નાક ઘસવાનું કહેશે તો નહિ ઘસે. તે 'સરકાર કી જય બોલો' નહિ કહે. ધર્મનો બાધ ન હોય એવો ચોખ્ખો જેલનો ખોરાક તે લેશે, કચરાવાળો કે સડેલો કે મેલા વાસણમાં પિરસાયેલો કે અપમાનપૂર્વક અપાયેલો ખોરાક નહિ લે.

(૧૧) સત્યાગ્રહી ખૂની કેદી અને પોતાની વચ્ચે ભેદ નહિ પાડે. તેથી તેના કરતાં પોતે ઊંચો છે એમ માની કે કહી પોતાને સારુ ખાસ સગવડ નહિ માગે, પણ શરીરની કે આત્માની હાજતને અંગે ઊભી થતી આવશ્યક સગવડ માગવાનો તેને અધિકાર છે.

(૧૨) જેમાં સ્વમાનભંગ નથી તેવી સગવડો ન મળવાથી સત્યાગ્રહી ઉપવાસાદિ નહિ આદરે.

## દલને વિષે

(૧૩) પોતાની ટુકડીના સરદારે કાઢેલા બધા હુકમો પોતાને ગમે કે ન ગમે છતાં સુખેથી સત્યાગ્રહી પાલન કરશે.

(૧૪) હુકમ અપમાન કરનારો, દ્વેષી કે મૂર્ખાઈભરેલો લાગે તોપણ તેનું પાલન કરીને તે ઉપરીની પાસે ફરિયાદ કરે. સત્યાગ્રહીને દલમાં જોડાતાં પહેલાં જોડાવાની યોગ્યતાનો

વિચાર કરવાનો અધિકાર છે. જોડાયા પછી દલના કડવા-મીઠા નિયમો ને તેના નિયમનનું પાલન ધર્મ થઈ પડે છે. દલના સમગ્ર વ્યવહારમાં અનીતિ માલૂમ પડે તો સત્યાગ્રહી છૂટો પડી શકે, પણ તેમાં રહીને નિયમભંગ કરવાનો તેને અધિકાર નથી.

(૧૫) કોઈ સત્યાગ્રહીએ કોઈની તરફથી પોતાની ઉપર આધાર રાખનારને સારુ ભરણપોષણની આશા રાખવાની નથી. કોઈને સારુ કંઈ પ્રબંધ થઈ શકે તો તે અણધારી વાત સમજવી. પણ સત્યાગ્રહી પોતાને અને આશ્રિતોને ઈશ્વરને શરણે છોડે. શરીરબળના યુદ્ધમાં પણ જ્યાં લાખો લડતા હોય ત્યાં કોઈની ઉપર આધાર નથી રખાતો. સત્યાગ્રહી યુદ્ધને વિષે તો પૂછવું જ શું? સાર્વભૌમ અનુભવ એ છે કે આવાઓને ઈશ્વરે ભૂખે નથી મરવા દીધા.

## કોમી લડાઈમાં

(૧૬) કોમી તકરાર કે લડાઈનું કારણ સત્યાગ્રહી ઇરાદાપૂર્વક ન જ બને.

(૧૭) કોમી લડાઈ થાય તો તે કોઈ પક્ષની તરફેણ નહિ કરે. જેના તરફ ન્યાય હશે તેને તે મદદ કરશે. પોતે હિંદુ હશે તો મુસલમાન ઇત્યાદિ કોમો પ્રત્યે તે ઉદારતા બતાવશે, ને હિંદુના હુમલામાંથી તેમને બચાવતાં પ્રાણ જતા કરશે. મુસલમાન ઇત્યાદિના હિંદુ ઉપર હુમલા થતા હશે તો તેમાંથી હિંદુને બચાવતાં તે પોતે પ્રાણ દેશે, પણ સામા હુમલામાં કદી ભાગ નહિ લે.

(૧૮) કોમી ઝઘડા ઉત્પન્ન થાય એવા પ્રસંગોમાંથી તે બને ત્યાં લગી બચશે.

(૧૯) સત્યાગ્રહી સરઘસ કાઢે તો કોઈ પણ કોમની લાગણી દુખાય એવું કામ નહિ કરે. કોઈ કોમની લાગણી દુખાય એ જાતના બીજાએ કાઢેલા સરઘસમાં તે ભાગ નહિ લે.

## ૧૪

# સત્યાગ્રહીની લાયકાત

(તા. ૨૬મી માર્ચ ૧૯૩૯ના 'હરિજનબંધુ'માં ગાંધીજીએ નીચલી ઓછામાં ઓછી લાયકાતો આ દેશના દરેક સત્યાગ્રહીને સારુ જરૂરી ગણી છે:)

૧. તેને ઈશ્વર ઉપર જ્વલંત શ્રદ્ધા હોવી જોઈએ; કારણ, એ જ એકમાત્ર અતૂટ આધાર છે.

૨. તેને સત્ય અને અહિંસામાં ધર્મભાવે આસ્થા હોવી જોઈએ. અને તેથી મનુષ્યસ્વભાવના હાડમાં વસતી ભલાઈમાં તે માનતો હોવો જોઈએ. આ ભલાઈને સત્ય તેમ જ પ્રેમને રસ્તે જાતે દુઃખ ખમીને જાગ્રત કરવાની તે હમેશાં આશા રાખે.

૩. તે શુદ્ધ જીવન ગાળનારો હોય અને પોતાના કાર્યને અર્થે પોતાનાં જાનમાલ સર્વસ્વનું ખુશીથી બલિદાન આપવા હમેશાં તૈયાર હોય.

૪. તે સતત ખાદીધારી તેમ જ કાંતનાર હોય. હિંદુસ્તાનને સારુ આ બાબત અગત્યની છે.

૫. તે નિર્વ્યસની હોય અને બધી જાતની કેફી વસ્તુથી મુક્ત રહે. તેથી તેની બુદ્ધિ હમેશાં નિર્મળ અને તેનું મન નિશ્ચળ રહેતું હોય.

૬. વખતોવખત ઘડાતા શિસ્તના નિયમોનું તે રાજીખુશીથી અને ચીવટપૂર્વક પાલન કરે.

૭. તે જેલનિયમોનું પાલન કરે, સિવાય કે જ્યાં તેના માનભંગને ખાતર જ કોઈ નિયમો ખાસ ઘડવામાં આવ્યા હોય.

# ૧૫

# સામુદાયિક સત્યાગ્રહ

૧. કોઈ પણ ઠેકાણે સામુદાયિક સત્યાગ્રહ કરવા માટે નીચેની અનુકૂળતાઓ આવશ્યક છે. એને અભાવે સામુદાયિક સત્યાગ્રહ ઉપાડવામાં હિંસા ફૂટી નીકળે, અંદર અંદર તેમ જ જેની સામે સત્યાગ્રહ યોજાયો હોય તેની સાથે ઝેરવેર વધે. અને, છેવટે, બળાત્કાર કે દમનને પરિણામે પ્રજા ભયભીત થઈ જાય અને વધારે દબાઈ જાય એવો સંભવ છે.

(૧) સત્યાગ્રહ યોજવા ઇચ્છનાર નેતાઓમાં પરસ્પર સંપૂર્ણ વિશ્વાસ અને એકરાગ હોવો જોઈએ. જો એકબીજાની દાનત વિષે શંકા કે નેતાની વિચારસરણી વિષે અવિશ્વાસ કે અર્ધવિશ્વાસ હોય તો સામુદાયિક સત્યાગ્રહ માટે તે પ્રતિકૂળ પરિસ્થિતિ ગણવી જોઈએ.

(૨) સત્યાગ્રહ યોજવા ઇચ્છનાર નેતાઓમાં જો જુદા જુદા રાજકીય વિચારના લોકો હોય તો સત્યાગ્રહના તાત્કાલિક ઉદ્દેશ વિષે તેમનામાં ચોખવટ હોવી જોઈએ, અને સત્યાગ્રહ દરમ્યાન જુદી જુદી જાતના રાજકીય વિચારોના વાદવિવાદો કે તે દૃષ્ટિથી થતી ટીકાઓ બંધ કરવા સર્વે એકમત થવા જોઈએ.

(૩) સત્યાગ્રહી નેતાઓનો પ્રજા ઉપર એટલો કાબૂ હોવો જોઈએ કે એમણે કરેલી સૂચનાઓનો તે રાજીખુશીથી અને ચીવટથી અમલ કરે. એમણે મનાઈ કરેલી બાબતો કદી ન કરે.

(૪) પ્રજાનો નેતાઓ ઉપર એટલો વિશ્વાસ હોવો જોઈએ કે વિરોધીઓ તરફથી નેતાઓની બાબતમાં ગમે તેવાં વિધાનો કરવામાં આવે તોપણ તેનાથી પોતાનો બુદ્ધિભેદ થવા ન દે.

(૫) સ્વરાજ્ય અથવા જવાબદાર રાજ્યબંધારણ મેળવવાના હેતુ માટે સત્યાગ્રહ યોજવાનો હોય તો સત્યાગ્રહ યોજ્યા પહેલાં જ મહત્ત્વના કોમી પ્રશ્નો વિષે સમજૂતી થઈ જવી જોઈએ. એવા પ્રશ્નો ઉત્પન્ન કરી વિરોધી ફૂટ પાડી શકે એવી પરિસ્થિતિ ન હોવી જોઈએ.

(૬) 'સત્યાગ્રહીની લાયકાત' વાળા પ્રકરણમાં જણાવેલી શરતો પૂરી ન પાડી શકનાર, પણ તેમાં વિશ્વાસ ધરાવનાર લોકો સત્યાગ્રહના તીવ્ર એટલે જોખમી કાર્યક્રમમાં ભળે નહિ, પણ તેઓ બહાર રહી પ્રજાના રચનાત્મક કાર્યક્રમોને સારી રીતે ચલાવે, અને તેની જવાબદારી ઉપાડી લે. પ્રજા તેમાં પૂરેપૂરો સહકાર આપે.

૨. સત્ય અને અહિંસા દ્વારા સ્વરાજ્ય મેળવવા માટે કોમી એકતા, અસ્પૃશ્યતાનિવારણ, વ્યાપક ખાદીપ્રચાર અને દારૂબંધી વિષે જો પ્રજામાં ભારે બહુમતી અને સત્યાગ્રહમાં રસ લેનારાઓમાં સંપૂર્ણ એકમત ન હોય તો સામુદાયિક સત્યાગ્રહ માટે અનુકૂળ પરિસ્થિતિ છે એમ ન કહેવાય. ત્યાં સુધી સાચું સ્વરાજ અશક્ય જ છે.

૩. સત્યાગ્રહની કોઈ પણ લડત પહેલાં કે લડત દરમ્યાન વિરોધી તંત્ર કે અધિકારી માટે પ્રજામાં તિરસ્કારની લાગણી ન હોવી જોઈએ અને તેવી લાગણી ઉત્પન્ન થાય તેવી ભાષા ન વપરાવી જોઈએ. જો પ્રચારકોને તેમ કરતાં અટકાવી ન શકાય તો સત્યાગ્રહ માટે અનુકૂળ સ્થિતિ ન ગણાય.

૪. ગુપ્ત પ્રબંધ કર્યા વિના સત્યાગ્રહ ચાલુ રહેવામાં શંકા લાગતી હોય તો તે અનુકૂળ સ્થિતિ નથી.

૫. જ્યાં સુધી અનુકૂળ પરિસ્થિતિ ન હોય ત્યાં સુધી ચતુર્વિધ રચનાત્મક કાર્યક્રમ તથા બીજી લોકસેવાઓ કર્યા કરવી એ જ સ્વરાજ્યની સાધના છે. એવું ઘણાં વર્ષ કરવું પડે તોયે તેમાં ખોવાપણું નથી. એ પ્રગતિ જ છે. પાછું પગલું નથી.

# ખંડ ૫ મો : સ્વરાજ

## ૧

## રામરાજ

૧. રામરાજ એ સ્વરાજનો આદર્શ છે. એનો અર્થ ધર્મનું રાજ, અથવા ન્યાય અને પ્રેમનું રાજ, અથવા અહિંસક સ્વરાજ અથવા પ્રજાનું સ્વરાજ.

*૨. પ્રજાનું સ્વરાજ એટલે પ્રત્યેક વ્યક્તિના સ્વરાજમાંથી ઉત્પન્ન થયેલું પ્રજાસત્તાક રાજ્ય. આવું રાજ્ય એ કેવળ પ્રત્યેક વ્યક્તિના શહેરી તરીકેના પોતાના ધર્મના પાલનમાંથી જ ઉત્પન્ન થાય છે.

૩. (ક) આ સ્વરાજમાં કોઈને પોતાના અધિકારનો ખ્યાલ સરખોય નથી હોતો. .અધિકાર આવશ્યક હોય ત્યારે એની મેળે દોડી આવે છે. તેમાં લોકોએ પોતાના હક જાણવાપણું નથી હોતું, પણ પોતાના ધર્મ જાણવા-પાળવાપણું અવશ્ય હોય છે. કારણકે કોઈ ફરજ એવી નથી કે જેને છેડે કંઈક હક ન હોય. અને ખરા હક કે અધિકાર એ કે જે કેવળ પાળેલા ધર્મમાંથી ઉત્પન્ન થાય છે.

(ખ) વળી, જે સેવાધર્મ પાળે છે તેને જ શહેરીના ખરા હક મળે છે, ને તે જ તેને જીરવી શકે છે.

---

* કંડિકા ૨ અને ૩, તા. ૧૯ માર્ચ ૧૯૩૯ના 'હરિજનબંધુ'માં આવેલા ગાંધીજીના લેખ પરથી ઉમેરી છે.

(ગ) તેમજ, જે જૂઠું ન બોલવાનો (એટલે સત્યનો) ને મારપીટ ન કરવાનો (એટલે અહિંસાનો) ધર્મ પાળે છે તેને જે પ્રતિષ્ઠા મળે છે તે તેને ઘણા અધિકાર અપાવે છે. અને તેવા માણસ પોતાના અધિકારને પણ સેવા સારુ વાપરે છે, સ્વાર્થ સારુ કદી નહિ.

૪. રામરાજમાં એક બાજુ પર અઢળક સંપત્તિ અને બીજી બાજુ પર કરુણાજનક ભૂખમરો ન હોય; એમાં કોઈ ભૂખે મરતું ન હોય; એ રાજ્ય પશુબળ પર નભેલું ન હોય; પણ, એ લોકોની પ્રીતિ ઉપર અને તેમણે સમજપૂર્વક તથા વગર બીકે આપેલા સહકાર પર નભતું હોય.

૫. એમાં બહુમતી કે મોટી કોમ અલ્પમતી કે નાની કોમને દબાવતી ન હોય; પણ અલ્પમતી પણ બહુમતીના જેવી જ સ્વતંત્રતા ભોગવતી હોય, અને મોટી કોમ નાની કોમના હિતને સંભાળવાની પોતાની ફરજ સમજતી હોય.

૬. એ કરોડોનું અને કરોડોના સુખાર્થે ચાલતું રાજ્ય હોય. એના બંધારણમાં જેને મુખ્ય અધિકારીનું સ્થાન મળ્યું હોય, તે રાજા કહેવાતો હોય, અધ્યક્ષ કહેવાતો હોય કે બીજે કોઈ નામે ઓળખાતો હોય, તે પ્રજાનો સાચો સેવક હોવાથી તે સ્થાન ભોગવતો હોય. પ્રજાની પ્રીતિ પર તે ટક્યો હોય, અને તેના કલ્યાણ માટે જ પ્રયત્ન કરતો હોય, તે પ્રજાને પૈસે મોજશોખ નહિ ઉડાવતો હોય, અને અધિકારબળે પ્રજાને રંજાડતો નહિ હોય, પણ રાજા કે તેના જેવો કહેવાતાં છતાં એ ફકીરની જેમ રહેતો હોય.

૭. રામરાજ એટલે ઓછામાં ઓછું રાજ્ય. એમાં લોકોનો ઘણોખરો કારભાર લોકો અંદર અંદર મળીને પોતાની

મેળે જ ચલાવી લેતા હોય. કાયદા ઘડી ઘડીને તેનું અમલદારો દ્વારા શિક્ષાના ભયથી પાલન કરાવવાનું એમાં લગભગ ન હોય. એમાં સુધારા કરવા માટે પ્રજા ધારાસભાઓ કે અમલદારોની વાટ જોઈને બેસી નહિ રહે. પરંતુ લોકોએ રૂઢ કરેલા સુધારાઓને અનુકૂળ થાય એવી રીતે કાયદા સુધારવા ધારાસભાઓ મથે અને વ્યવસ્થા કરવા અમલદારો મથે.

૮. એમાં ખેતીનો ધંધો ચડતીમાં હોય અને બીજા સર્વે ધંધાઓ તેને આધારે નભે. અન્ન અને વસ્ત્રની બાબતમાં પ્રજા સ્વાધીન હોય અને ગાયબળદની સ્થિતિ પણ સમૃદ્ધ હોવાથી આદર્શ ગોરક્ષા થતી હોય.

૯. એમાં સર્વે ધર્મો, સર્વે વર્ણો અને સર્વે વર્ગો સમાન ભાવે સલાહસંપથી રહેતા હોય અને ધાર્મિક ઝઘડા કે હલકી સ્પર્ધા કે વિરોધી સ્વાર્થો જેવી વસ્તુ જ ન હોય.

૧૦. એમાં સ્ત્રીનો દરજ્જો પુરુષના જેવો જ હોવો જોઈએ.

૧૧. એમાં કોઈ માણસ સંપત્તિને લીધે કે આળસને લીધે નિરુદ્યમી ન હોય; કોઈ મહેનત કરતાં છતાં ભૂખે મરનારું ન હોય; કોઈને ઉદ્યમને અભાવે ફરજિયાત આળસુ રહેવું પડતું ન હોય.

૧૨. એમાં ઘરમાં લડાઈ ન હોય, તેમ પરરાજ્ય સાથેયે લડાઈ ન હોય. એમાં બીજા દેશોને લૂંટવાની, જીતવાની કે એના વેપારધંધા કે નીતિનો નાશ કરવાની રાજ્યનીતિનો અસ્વીકાર હોવો જોઈએ. એ બીજી પ્રજાઓ સાથે મિત્રભાવ રાખીને રહ્યું હોય.

૧૩. આથી રામરાજમાં લશ્કરી ખર્ચ ઓછામાં ઓછો હોવો જોઈએ.

૧૪. એની પ્રજા કેવળ લખીવાંચી શકનારી નહિ પણ સાચા અર્થમાં કેળવણી પામેલી હોય; એટલે કે એને મુક્તિ આપનારી અને મુક્તિમાં ટકાવી રાખનારી કેળવણી એને મળતી હોવી જોઈએ.

૧૫. એ એક જ દેશ કે પ્રજા માટેના ઉત્તમ રાજ્યનો આદર્શ નથી, પણ આખા જગત માટેનો આદર્શ છે. જો એક જગ્યાએ એ સિદ્ધ થાય તો એનો ચેપ આખા જગતને લાગવો જોઈએ.

૧૬. એ સ્થિતિ આવે ત્યારે રાજ્ય રાજ્ય વચ્ચે ઝઘડાનું કારણ જ ન રહે. અર્થાત્, યુદ્ધ જેવી વસ્તુ જ ન રહી શકે. બધા મતભેદ, વિરોધ, ઝઘડા અહિંસક માર્ગે જ પતે.

## ૨

# તંત્રસુધારણા અને બંધારણસુધારણા

૧. તંત્રની સુધારણાના અને બંધારણની સુધારણાના પ્રશ્ન એક જ નથી.

૨. તંત્રની સુધારણા એટલે સત્તાનો ઉપયોગ કરનારા અમલદારોની પ્રજા સાથે વ્યવહાર કરવાની એકંદર મનોવૃત્તિમાં સુધારણા.

૩. બંધારણની સુધારણામાં કાયદાઓ ઘડવા માટે અને રાજ્યનાં જુદાં જુદાં ખાતાંઓ ઉપર દેખરેખ રાખવા માટે

તથા તેની નીતિ ઠરાવવા માટે કેટલા માણસો ભેગા થવા જોઈએ, તેઓ કેવી રીતે નિમાવા જોઈએ, તેઓએ ક્યાં બેસીને કેવી રીતે ચર્ચા કરવી જોઈએ વગેરે બાબતોનો વિચાર કરવામાં આવે છે.

૪. હાલ હાલમાં રાજબંધારણના પ્રશ્નને યોગ્ય કરતાં વધારે મહત્ત્વ આપવામાં આવે છે. આથી ખરા મુદ્દા ભુલાઈ જઈ રાજ્યના બાહ્ય રૂપ–રંગના વિચારમાં આપણે ગૂંચવાઈ જઈએ છીએ.

૫. રાજબંધારણની ઝીણવટો તથા એની જુદી જુદી યોજનામાં રહેલા સૂક્ષ્મ ભેદો અને તેમનું મહત્ત્વ સમજવાની દેશના કરોડો લોકો પાસે આશા રાખી શકાય નહિ. આથી તેઓ આ વિષયોમાં જાતે વિચાર કરવાનો રસ લઈ શકે નહિ.

૬. દેશના કરોડો અભણ ગામડિયાઓને પોતાના દેશનું રાજબંધારણ રાજસત્તાક કહેવાય છે કે પ્રજાસત્તાક, સામ્રાજ્યનું અંગ કહેવાય છે કે સ્વતંત્ર, એ છ હજાર પ્રતિનિધિઓ દ્વારા ચાલે છે કે છસો પ્રતિનિધિઓ દ્વારા, એમાં હિંદુઓ વધારે છે કે મુસલમાનો, એવી એવી બાબતોનું મહત્ત્વ સમજાવું કઠણ છે, અને એની ચર્ચામાં એમને ઉતારવાથી બહુ લાભ પણ જણાતો નથી.

૭. એમને માટે તો મહત્ત્વનો પ્રશ્ન એ છે, કે એમના ગામમાં રહેનારો મુખી, પોલીસપટેલ કે તલાટી, એમની પાસે સત્તાનો દોર ચલાવતો, ડરાવતો અને લાંચો માગતો આવે છે, કે એમનો મિત્ર, સલાહકાર અને સંકટનો સાથી બની રહે છે; એ પોતાને ફાવે તેમ પ્રજાને હાંકવાને નિમાયેલો, નાનો કે મોટો ઉપરી માને છે કે પ્રજાનો સેવક માને છે ?

૮. વળી, પ્રજાને માટે મહત્ત્વનો પ્રશ્ન તો એ છે કે એની ઉપર કરનો બોજો ભારે છે કે હલકો છે, એ કર એની પાસે કેવી રીતે, કયા રૂપમાં અને કયે વખતે વસૂલ કરવામાં આવે છે, અને એ કરોનો ઉપયોગ કયાં કામોમાં થાય છે?

૯. આવી જાતની સુધારણા રાજબંધારણને અમુક પદ્ધતિનું ઘડવાથી જ નથી થતી; પણ, જેની પાસે અમલ કરવાનું કામ આવે, તેમનામાં પોષાયેલી ધર્મબુદ્ધિથી, અને પોતાનો મત અસરકારક કરવા માટે પ્રજામાં રહેલી પુરુષાર્થ કરવાની શક્તિથી થાય છે. રાજબંધારણનું બાહ્ય સ્વરૂપ ગમે તે પ્રકારનું હોય, જો અમલદાર ધર્મબુદ્ધિવાળા પ્રજાસેવક હોય, અને પ્રજા પુરુષાર્થી હોય તો ત્યાં રાજ્ય તરફથી લાંબા વખત સુધી અન્યાય, જુલમ વગેરે થઈ શકેશે નહિ.

## ૩

# કોમી ઐક્ય

૧. જ્યાં સુધી દેશની જુદી જુદી કોમોમાં એકતા — સંપ — લાવી શકાય નહિ ત્યાં સુધી સ્વરાજ્ય મેળવવું અને ટકાવવું અશક્ય છે.

૨. એ એકતા સિદ્ધ કરવા માટે બધી કોમો વચ્ચે છૂટથી રોટીબેટીવ્યવહાર થવો જ જોઈએ, અથવા એમના જુદા જુદા ધર્મો અને સંસ્કૃતિઓ વચ્ચેના ભેદો નીકળી જવા જોઈએ, અને કોઈ એક જ ધર્મની અથવા કોઈ પણ ધર્મનો

આધાર ન રાખનારી સંસ્કૃતિ નિર્માણ થવી જોઈએ, એ આવશ્યક નથી. એ ઇષ્ટ પણ નથી. દરેક કોમે પોતપોતાની વિશિષ્ટતા જાળવીને એકતા આણવી જોઈએ.

૩. પણ એ એકતા સિદ્ધ કરવા માટે મોટી કોમોએ નાની કોમોને અભય આપવું ઘટે છે. ન્યાય અને સાર્વજનિક હિતને વિરોધી ન હોય તો એમને પોતાનાં ધર્મ, ભાષા, સાહિત્ય, કોમી કાયદા, રીતરિવાજો, કેળવણી, અર્થપ્રાપ્તિની તકો વગેરે બાબતોમાં — ખમવું પડવાનું નથી, એ રીતનું મોટી કોમોનું વલણ અને બિરદ રહેશે, એવી મોટી કોમોએ નાની કોમોને ખાતરી કરાવી દેવી જોઈએ.

૪. જો મોટી કોમને નાની કોમનો ડર લાગે એવી સ્થિતિ હોય, તો તે બેમાંથી એક સ્થિતિને સૂચવે છે: (૧) કાં તો મોટી કોમના જીવનમાં સડો પેઠો હોય અને તે કાયર બની હોય, અને નાની કોમમાં પશુબળનો મદ હોય: (એ પશુબળ રાજસત્તાથી હોય કે સ્વતંત્રપણે હોય;) અથવા (૨) મોટી કોમને હાથે કોઈ ચાલુ અન્યાય થયા કરતો હોય, અને નાની કોમમાં નિરાશાથી ઉત્પન્ન થનારી મરણિયા વૃત્તિ આવી હોય. બન્નેનો ઉપાય એક જ છે: મોટી કોમે સત્યાગ્રહના સિદ્ધાન્તો જીવનમાં ઉતારવા. પોતાના અન્યાયને સત્યાગ્રહી થઈ ગમે તે ભોગે દૂર કરે, અને નાની કોમના પશુબળને પોતાની કાયરતા કાઢી નાંખી સત્યાગ્રહથી જીતે.

૫. કોમ કોમ વચ્ચે ઝઘડા ફાટી નીકળે ત્યારે સરકારની કે કાયદાની મદદ માગવી એ પ્રજાને નિર્વીર્ય કરાવનારી વસ્તુ છે. બે કોમો એકબીજાનાં લોહી રેડી લે

અને ધરાઈ જાય એટલે શાંત થઈ જાય, પણ એકબીજાની સામે ફરિયાદો કરવા દોડે નહિ—એ આદર્શ સ્થિતિ નથી, છતાં પરદેશી સરકારની કે ભાડૂતી માણસોની મદદથી 'શાંતિ' સચવાય તે કરતાં તે ઓછી દુઃખરૂપ છે.

૬. જ્યાં સુધી નાની કોમોના મનમાં મોટી કોમોની દાનત વિષે શંકા છે ત્યાં સુધી મોટી કોમે નાની કોમને જામીનગીરી આપવી એ જ એમને વશ કરી લેવાનો સારામાં સારો ઉપાય છે. જામીનગીરી આપવી એટલે જે શરતોના સ્વીકારથી એમને નિર્ભયતા લાગે, તે શરતોનો જેટલો વધારેમાં વધારે સ્વીકાર થઈ શકે એમ હોય તેટલો કરવો.

૭. અલબત, આ નિયમ જ્યાં નાની કોમ મોટી કોમ કરતાં ઓછી પ્રગતિ પામેલી હોય તેને જ લાગુ કરાય. જ્યાં નાની કોમ જ વધારે સમૃદ્ધ અને બળવાન હોય, ત્યાં નાની કોમથી મોટી કોમ કરતાં વધારે કે ખાસ અધિકાર ભોગવવાની માગણી ન કરી શકાય.

૮. નાની કોમ પાસે વધારે અધિકાર, ધન, વિદ્યા, અનુભવ વગેરેનું બળ હોય અને તેથી મોટી કોમને એના તરફથી ભય લાગ્યા કરતો હોય તો તેનો ધર્મ છે કે એ શુદ્ધ દાનતથી મોટી કોમના હિતાર્થે પોતાની શક્તિનો ઉપયોગ કરે. સર્વે જાતની શક્તિઓ બીજાના કલ્યાણ માટે વપરાય તો જ એ પોષવા યોગ્ય ગણાય. એનો દુરુપયોગ થાય તો એ વિનાશને યોગ્ય થાય અને મોડીવહેલી એ નાશ પામે જ.

૯. સાર્વજનિક જાહેર સંસ્થાઓમાં નોકરો, હોદ્દેદારો વગેરેની નિમણૂકમાં કોમી તત્ત્વ દાખલ કરવું એ તે તે ખાતાંઓની કુશળતાનો નાશ કરવાનો માર્ગ છે. એ માટે

તો ન્યાત, જાત, ધર્મ વગેરે કશાનો વિચાર ન કરતાં જે કામ કરવાનું છે તેને માટેની લાયકાત એ જ નિમણૂકનું ધોરણ હોવું જોઈએ.

૧૦. આ સિદ્ધાંતો હિંદુ–મુસલમાન–શીખ વગેરે મોટીનાની કોમોને જેમ લાગુ પડે, તેમ ધનિક-ગરીબ, જમીનદારખેડૂત, માલિક-નોકર, બ્રાહ્મણ-બ્રાહ્મણેતર વગેરે જાતના મોટાનાના વર્ગો વચ્ચે જાળવવાના સંબંધમાં પણ લાગુ પડે છે.

## ૪

## બ્રિટિશ સાથે સંબંધ

૧. બ્રિટિશ રાજ્ય સાથે હિંદુસ્તાનનો સંબંધ કેવા પ્રકારનો હોવો જોઈએ એ ઠરાવવાનો અધિકાર હિંદુસ્તાનની પ્રજાનો છે. એ અધિકાર ન હોય ત્યાં સુધી સ્વરાજ મળ્યું એમ ન કહેવાય.

૨. એવા અધિકારપૂર્વક બ્રિટિશ સામ્રાજ્ય સાથે હિંદુસ્તાનનો સંબંધ ચાલુ રહે તો તેથી પૂર્ણ સ્વરાજ્યમાં ન્યૂનતા આવી એમ ન ગણાય. કારણ, એ સ્થિતિમાં હિંદુસ્તાન બ્રિટિશ સામ્રાજ્યની સાથે સમાન અધિકાર ભોગવતું હશે, એટલે કે એની વિશાળતા અને મહત્તાના પ્રમાણમાં એ સામ્રાજ્યનાં બીજાં અંગો પર પોતાનો પ્રભાવ પાડતું હશે.

૩. આ પ્રમાણે જો હિંદુસ્તાન અને બ્રિટિશ સામ્રાજ્ય વચ્ચે સંબંધ થાય, અને તેમાં જો હિંદુસ્તાનની નીતિ સત્ય અને અહિંસાને જાળવનારી રહે, તો બ્રિટિશ સામ્રાજ્ય આજની જેમ જગતને ભય દેનારું ન રહે પણ સર્વે પ્રજાઓને અભય આપનારું થઈ શકે.

૪. પણ આ સ્થિતિ આવતાં પહેલાં હિંદુસ્તાનને લાંબો પંથ કાપવાનો છે. એણે પોતાની શક્તિને અને પોતાની સંસ્કૃતિને પિછાણી, તેને વફાદાર રહી, તે વિષેની પોતાની સાધના પૂરી કરવી જોઈએ. એ નિર્બળતા અને કાયરતાનો આશ્રય લે ત્યાં સુધી એ અસંભવનીય છે.

૫. બ્રિટિશ સામ્રાજ્ય એ આસુરી તંત્ર છે અને તેનો નાશ થવો ઘટે છે એ વાત સાચી છે. પણ બ્રિટિશ સામ્રાજ્ય અને બ્રિટિશ પ્રજા એક નથી. બ્રિટિશ પ્રજા એ જગતની અથવા યુરોપની બીજી પ્રજાઓ કરતાં વધારે દુષ્ટ કે ઓછી ગુણવાન નથી. એ પ્રજામાં માન આપવા અને અનુકરણ કરવા લાયક અનેક સદ્ગુણો છે, અને આજના વિષમ સંબંધને લીધે એની આપણે કદર ન કરી શકીએ તો તે દુર્ભાગ્ય ગણાય.

૬. સ્વરાજ્યમાં હિંદુસ્તાનમાં રહેતા અંગ્રેજો બીજી લઘુ કોમોની માફક રહી શકે. તેઓ હિંદુસ્તાનની બીજી કોમોની જેમ હિંદી બની દેશની સેવામાં પોતાનો ફાળો આપી શકે, અને છેલ્લા પ્રકરણમાં જણાવેલા સિદ્ધાંતો મુજબ દેશની બીજી કોમો અને એમની વચ્ચેનો સંબંધ હોય. પણ જો તે પરદેશી બનીને જ રહેવાનું પસંદ કરે, તો હિંદુસ્તાનને અનુકૂળ થાય એવી શરતે જ તેઓ હિંદુસ્તાનની નોકરી કરી શકે.

## ૫

# દેશી રાજ્યો

૧. દેશી રાજ્યો આજે પોતાને બળે નભતાં નથી. પણ બ્રિટિશ રાજ્યને બળે નભે છે. બ્રિટિશ રાજ્ય ન રહે તો તેમની હસ્તી પણ ન રહે એવી એમને ધાસ્તી લાગે છે. આથી, બ્રિટિશ રાજ્યને નભાવી રાખવા અને તેના પ્રત્યે બ્રિટિશ રાજ્યની પ્રજા કરતાંયે વધારે વફાદારી દેખાડવા તેઓ મથે છે.

૨. પણ એ વધારે વફાદારી વધારે ગુલામી દશાનું ચિહ્ન છે. એની પાછળ શુદ્ધ ભક્તિ નથી, પણ ભૂલભરેલો અને મેલો સ્વાર્થ છે.

૩. આથી દેશી રાજ્યોની પ્રજાની સ્થિતિ બેવડી ગુલામીની છે. જેમ ગુલામીની પ્રથામાં ગુલામોનો મુકાદમ માલિક કરતાંયે વધારે કઠોરતા દાખવે તેમ દેશી રાજાઓ પોતાની પ્રજા પ્રત્યે વધારે કઠોરતા દાખવે તો નવાઈ ન ગણાય.

૪. આનો ઉપાય બ્રિટિશ હિંદે પહેલાં સ્વરાજ્ય મેળવવું એ જ છે. જ્યાં સુધી બ્રિટિશ હિંદની પ્રજા સ્વતંત્ર થાય નહિ, ત્યાં સુધી દેશી રાજ્યની પ્રજાઓનાં સંકટો દૂર કરવાની તેનામાં શક્તિ નહિ આવે. પોતાના પુરુષાર્થથી સ્વતંત્ર થવાથી બ્રિટિશ હિંદની પ્રજામાં જે શક્તિ પ્રગટશે તે દેશી

રાજ્યોની આંખ ઉઘાડશે. તે વખતે દેશી રાજ્યો જોશે કે બ્રિટિશ બંદૂકના બળે પોતાની પ્રજાને દાબેલી રાખી થોડી સત્તા કે મોજમજા ભોગવવા કરતાં નિષ્ઠાથી પ્રજાની સેવા બજાવી, તેમનાં સુખદુઃખ અને ગરીબાઈમાં ભાગ લઈ, પ્રીતિથી તેમનાં હૃદય પર સત્તા જમાવવામાં એમનું પોતાનુંયે વધારે શ્રેય રહેલું છે.

૫. જે દેશી રાજાઓની એ રીતે આંખ ખૂલી જશે, તે જાતે જ પોતાના રાજ્યમાં સુધારા કરવા મંડી જશે. જે એટલા જડ હશે કે તે વખતેયે ચેતશે નહિ તેમનાં રાજ્ય નહિ જ નભી શકે — એમાં કહેવાપણું ન હોય. પણ એવા જડ રાજાઓ પણ આજના જેવો સ્વચ્છંદ તો નહિ જ કરી શકે. કારણ કે સ્વતંત્ર થયેલા બ્રિટિશ હિંદનો તથા સુધરેલાં રાજ્યોનો એકત્ર પ્રજામત એટલો બળવાન બન્યો હશે કે દુષ્ટનેયે પોતાની દુષ્ટતાનો સંયમ કર્યા વિના નહિ ચાલે.

૬. પુરુષાર્થી અને સ્વતંત્ર પ્રજાના કેળવાયેલા લોકમતમાં કેટલું બધું બળ રહેલું છે — તે સામાજિક વ્યવહારોમાં આપણને તેનો અનુભવ છતાં, આજે આપણે ભૂલી ગયા છીએ. પશુબળ પર નભનારી સત્તાઓ પણ પ્રજામતનું વહેણ જબરું ન હોય ત્યાં સુધી જ પોતાના પશુબળનો આધાર લઈ શકે છે. એ વહેણ જબરું હોય ત્યાં મોટામાં મોટી સલ્તનતનેયે નમ્યા વિના ચાલતું નથી.

૭. એ પ્રજામત કેટલો બળવાન છે એ દેખાડનારું અને કદી પરાજય ન જોનારું શસ્ત્ર એક જ છે, અને તે સત્યાગ્રહનું. પોતાના મત માટે મરી ફીટનાર પ્રજાની આગળ ભલભલા મુકુટધારીને પણ નમ્યે જ છૂટકો.

# ૬

# દેશની રક્ષા

૧. સ્વરાજ્યમાં દેશની રક્ષા કરવાનું હિંદુસ્તાનમાં બળ નહિ હોય એ માન્યતા ભૂલભરેલી છે.

૨. અહિંસાધર્મને સમજીને તેનું બરાબર પાલન કરનારી પ્રજાને દેશરક્ષાનાં સાધનો, જેવાં કે તોપ, બંદૂક, લશ્કરી વહાણો વગેરેની જરૂર જ ન પડે. પણ એ સ્થિતિ આજે તો કલ્પનામાં જ રહેલી ગણાય.

૩. છતાં, સ્વતંત્ર બનેલા અને પરરાજ્યો સાથે સલાહ-સંપથી રહેનારા, તથા તેમનાં નિર્વાહનાં સાધનો પર આક્રમણ ન કરવાની નીતિને પાળનારા હિંદુસ્તાનને આજનાં જેવાં અને આજના જેટલાં લશ્કરી સાધનો અને સૈન્યની જરૂર નહિ જ પડે.

૪. સ્વરાજ્યમાં મર્યાદા અને બંધનો નીચે પ્રજાના દરેક યોગ્ય માણસને હથિયાર રાખવાનો પરવાનો હશે. બીજાનાં આક્રમણોની ધાસ્તીમાં જ એનો કારભાર ચાલતો નહિ હોય. આથી અણધાર્યાં આક્રમણ કે પરિસ્થિતિના પહેલા હુમલાને

પહોંચી વળવા જેટલી એણે સૈન્ય અને સાધનોની તૈયારી રાખી હશે, અને પછી જરૂર જ પડે તો દેશને ઝપાટાબંધ સજ્જ કરવાની આશા રાખશે.

૫. દેશનો ઘણોખરો કારભાર કાયદાની અને અમલદારોની વાટ જોયા વિના લોકો પોતાની મેળે જ સાવધાન થઈ કરે એવી રીતે પ્રજાને કેળવવાનો આપણે પ્રબંધ કરીએ અને તેમાં ફાવીએ, તો તે સ્થિતિમાં, જેમના જીવનનો મુખ્ય ધંધો જ પ્રજાની સેવા અને પ્રજાર્થે પોતાનું બલિદાન કરવાનો હોય, એવા સ્વયંસેવકોનાં અનેક મંડળો દેશમાં હશે. એ કેવળ લડી જાણનારો જ વર્ગ નહિ હોય, પણ પ્રજાને કેળવનારો અને તેમનાં વ્યવસ્થા, વ્યવહાર અને સુખાકારી જાળવનારો વર્ગ હશે. દેશની આપત્તિમાં પહેલો ફટકો તેઓ ઝીલશે.

૬. દેશના લશ્કરનો પ્રજાને પોતાને જ ભય રાખવો પડે અને તેમની જ ઉપર લશ્કરી માણસોની બંદૂકો છૂટે — એ સ્થિતિ જો સ્વરાજ્યમાં હોય તો તે સ્વરાજ્ય અથવા રામરાજ્ય નહિ હોય, પણ સેતાનરાજ્ય હશે. સત્યાગ્રહીનો ધર્મ તે રાજ્યનોયે વિરોધ કરવાનો જ રહેશે.

૭. દેશનો સિપાઈ પ્રજાનો મિત્ર, પ્રજાની આપત્તિમાં તેને માટે પ્રાણ પાથરનારો હોય તો તે ક્ષત્રિય છે. એ બિવડાવનારો, અને શરીરના કે શસ્ત્રના બળથી પ્રજાને પીડનારો થાય તો એ લૂંટારો છે. જો રાજ્ય તરફથી એને આશ્રય મળતો હોય તો એ લૂંટારાનું રાજ્ય છે.

# ખંડ ૬ ઠ્ઠો: વાણિજ્ય

## ૧

## પશ્ચિમનું અર્થશાસ્ત્ર

૧. પશ્ચિમનું અર્થશાસ્ત્ર ખોટાં દૃષ્ટિબિંદુઓ ઉપર રચાયેલું હોવાથી એ અર્થશાસ્ત્ર નહિ પણ અનર્થશાસ્ત્ર બન્યું છે.

૨. એ ખોટાં દૃષ્ટિબિંદુઓ નીચે મુજબ છે:

(૧) એણે ભોગોની વિવિધતા અને વિશેષતાને સંસ્કૃતિનો પ્રાણ માન્યો છે.

(૨) એ સર્વ દેશોને અને સર્વ કાળમાં લાગુ પડનારા અચળ સિદ્ધાંતોને તારવવાનો દાવો કરે છે; પણ, હકીકતે, એ યુરોપના નાના, ઠંડા અને ખેતી માટે ઓછી અનુકૂળતા-વાળા દેશોમાં ઘીચ વસ્તીવાળી છતાં મુઠ્ઠીભર પ્રજાઓની, અથવા બહુ જ ઓછી વસ્તીવાળા ફળદ્રુપ મોટા ખંડોની પરિસ્થિતિના અનુભવમાંથી જ નિર્માણ થયેલું છે.

(૩) પુસ્તકોમાં નિષેધ કર્યો હોય છતાં યોજનામાં અને વ્યવહારમાં એ (क) વ્યક્તિના, વર્ગના, કે બહુ બહુ તો પોતાના જ નાનકડા દેશના અર્થલાભને પ્રધાનપદ આપવાની અને

તેના હિતને પોષનારી નીતિ તે જ અર્થશાસ્ત્રના અચળ શાસ્ત્રીય સિદ્ધાંત છે એમ માનવા અને મનાવવાની, તથા (ख) કીમતી ધાતુઓને હદ કરતાં વધારે પ્રાધાન્ય આપવાની જૂની ઘરડમાંથી મુક્ત થયું નથી.

(૪) એના વિચારમાં અર્થ અને નીતિધર્મ વચ્ચે છૂટાછેડા કરેલા હોવાથી અર્થ કરતાં વધારે મહત્ત્વના જીવનના વિષયોને ગૌણ કરી નાખવાની ટેવ એણે પ્રજાઓમાં પોષી છે.

૩. આને પરિણામે :

(૧) એ અર્થશાસ્ત્ર યંત્રોનું, શહેરોનું, તથા (ખેતીની અપેક્ષાએ) ઉદ્યોગોનું અંધપૂજક બન્યું છે.

(૨) એણે પ્રજાના જુદા જુદા વર્ગો વચ્ચે અને જુદા જુદા દેશો વચ્ચે સમન્વય સિદ્ધ કરવાને બદલે વિરોધ નિર્માણ કર્યો છે અને સર્વોદયને બદલે થોડા લોકોનો થોડા કાળ માટે જ લાભ સિદ્ધ કર્યો છે.

(૩) એ પછાત ગણાતા દેશોમાં આર્થિક લૂંટ ચલાવી તથા ત્યાંની પ્રજાઓને વ્યસનોમાં નાખી, તેમ જ તેમનો નૈતિક અધઃપાત કરી સમૃદ્ધિનો માર્ગ શોધે છે.

(૪) એ અર્થશાસ્ત્રને વરેલી પ્રજાઓ પશુબળ પર જ નભે છે.

(૫) શાસ્ત્રીય સિદ્ધાંતોને નામે એણે પોષેલા વહેમો કહેવાતા ધાર્મિક કે ભૂતાદિકના વહેમો કરતાં ઓછા બળવાન નથી.

૨

# ભારતીય અર્થશાસ્ત્ર

૧. બીજી બાબતો બાજુએ મૂકીએ તોયે, હિંદુસ્તાન બહુ વિશાળ દેશ છે, એની આબોહવા વિવિધ પ્રકારની છે, એની જમીન વિવિધ પ્રકારની હોવા ઉપરાંત હજારો વર્ષના વપરાશથી તેમ જ પ્રજાની ગરીબાઈથી એની ફળદ્રૂપતા ઘટી ગઈ છે, એની પ્રજા કુલ માનવપ્રજાના પાંચમા ભાગ જેટલી છે, તે નાનાં નાનાં ગામડાંઓમાં વહેંચાયેલી છે, એમાં ધર્મની, સંસ્કૃતિની, સ્વભાવની તથા રીતરિવાજોની એવી અનેક પ્રકારની વિવિધતા છે — એટલાં સ્થૂલ કારણો પણ ભારતીય અર્થશાસ્ત્રનો વિચાર પશ્ચિમની ઘરડમાંથી મુક્ત થઈને કરવો જોઈએ, એ બતાવવા માટે પૂરતાં છે.

૨. ભારતીય અર્થશાસ્ત્રના વિશેષ મુદ્દાઓ નીચે મુજબ ગણાવી શકાય:

(૧) એ ગામડાંઓની દૃષ્ટિએ વિચારાયું હોય.

(૨) એમાં ખેતી અને ઉદ્યોગ વચ્ચે નિકટનું જોડાણ હોય; બન્ને સામાન્ય રીતે એક જ છાપરા નીચે રહી શકતાં હોય.

(૩) વિવિધ ધર્મો, સંસ્કારો અને સ્વભાવવાળા લોકો તેમ જ વર્ગો વચ્ચે હિતવિરોધ, ક્લેશ અને અઘટિત હરીફાઈ નિર્માણ ન થાય એ રીતે એ અર્થશાસ્ત્ર વિચારાયું હોય.

(૪) આથી, એ નીતિધર્મને દરેક પગલે નજર આગળ રાખી સર્વોદય સિદ્ધ કરવા પ્રયત્ન કરે.

## ૩

## ગ્રામદૃષ્ટિ

૧. હિંદુસ્તાન ગામડાંઓમાં વસે છે એમ વારંવાર કહેવાયું છે, પણ હિંદુસ્તાનની સંપત્તિ સંબંધી હાલની ઘણીખરી યોજનાઓ ગામડાંઓના હિતની દૃષ્ટિએ રચાઈ નથી, પણ શહેરો અને પરદેશોના હિતની દૃષ્ટિએ જ રચાઈ છે.

૨. પરિણામે ગામડાંઓનું કાચું ધન શહેરોમાં ઠલવાય છે અને શહેરો મારફતે પરદેશમાં જાય છે, તથા શહેરો અને પરદેશોમાં બનેલો પાકો માલ ગામડાંઓને પૂરો પાડવાની પેરવી થાય છે. આને લીધે, ઘણું કાચું ધન વેચવાથી મળેલો થોડો પૈસો પાછો થોડોક પાકો માલ લેવામાં ખરચાઈ જાય છે, અને ગામડિયો જેવો ને તેવો ખાલી થઈને રહે છે.

૩. વળી, ઘણાંક જીવનનાં સાધનો જે ગામડાંનાં ખેતરો અને જંગલોમાંથી લગભગ મફત મળી શકે છે, અને જેને ભેગાં કરી લોકોને પૂરાં પાડવાથી ગરીબ વર્ગનું સહેજે ગુજરાન થઈ શકે છે, તેવાં સાધનોને બદલે શહેરો અને પરદેશોમાં બનેલો સહેજસાજ સગવડ દેખાડનારો, પણ ઘણુંખરું દેખાવડાપણાને લીધે જ આવશ્યક અને સારો લાગનારો માલ વાપરવાની ફેશન વધવાથી ગામડાંના ઘણા ઉદ્યોગો અને મજૂરીના ધંધાઓ નાશ પામ્યા છે અને પામતા જાય છે.

૪. આવો ઘણો આકર્ષક માલ તો આરોગ્ય અને સ્વચ્છતાની દૃષ્ટિએ હાનિકર અને ગંદો પણ હોય છે, અને ખર્ચાળ તો હોય છે જ; એથી પ્રજાને નકામી અને ખર્ચાળ ટેવો જ પડે છે. દા. ત. દાતણને બદલે જાતજાતનાં દંત-મંજન, પેસ્ટ, ટૂથ બ્રશ; ગોળ અથવા ગામઠી ખાંડને બદલે મિલની ધોળી સાકરકણી; લાકડાના દોરી કે પાટીથી ભરેલા ખાટલાને બદલે લોખંડના પાઈપના કે સળિયાના ખાટલા; નળિયાંને બદલે પતરાં; કાથી, ભીંડી વગેરેની દોરીને બદલે તાર તથા તારનાં દોરડાં; ગામઠી સાદડીઓને બદલે ચીની અને જાપાની સાદડીઓ; ગામડાંનાં વાંસનાં કે ઘાસનાં સૂપડાં, ટોપલાં વગેરેને બદલે પતરાંનાં સૂપડાં, ઘમેલાં, ડબ્બા વગેરે; ગામડાંના લુહાર કે કંસારાની બનાવેલી સાંકળો, કડીઓ, મિજાગરાં, હાથા વગેરેને બદલે યંત્રથી બનેલી તારની કે પતરાંની એવી જ તકલાદી પણ આકર્ષક વસ્તુઓ; ગામડાંના સોનીએ ઘડેલાં ઘરેણાંને બદલે શહેરોમાં યંત્રથી છાપેલાં ઘરેણાં; ગામડાંની સ્ત્રીઓએ ગૂંથેલા પંખા, ભરેલાં

આસનો, જાજમો, શાલ વગેરેને બદલે જાપાની કાગળના પંખા, મિલમાં યાંત્રિક રીતે થયેલાં ભરતકામનાં આસન, શાલ વગેરે; અરીઠાં, ચિકાકાઈ વગેરે કુદરતી વસ્તુઓને બદલે સુગંધી સાબુઓ; બરુને બદલે જાતજાતની ફાઉન્ટનપેનો અને હોલ્ડરપેનો; તેને પરિણામે ગામડાંની શાહીને બદલે રાસાયનિક શાહીઓ; ગામડાંના કાગળને બદલે યંત્રના કાગળો; ઘરગથુ તાજા કાઢા કે વસાણાંને બદલે તૈયાર દવાઓની બાટલીઓ, મસાલા વગેરે વગેરે.

૫. આ બધી વસ્તુઓ ગામડાંની વસ્તુઓ કરતાં વધારે સસ્તી પડે છે એમ કાંઈ નથી. પણ વસ્તુઓની મોહકતા અને ધનવાન પણ અવિચારી લોકોએ પાડેલી ફૅશનનું અંધપણે અનુકરણ કરવામાં મનાયેલી સભ્યતાને લીધે તથા પ્રજામાં ઘર કરી બેઠેલાં આળસ અને જડતાને લીધે આર્થિક સ્થિતિને ન પાલવતાં છતાંયે એ વસ્તુઓ ખરીદાય છે.

૬. વળી અવિચારી યંત્રવાદે પણ ગામડાંઓને નિર્ધન કરવામાં મોટો ભાગ લીધો છે: જેમ કે, કપાસ લોઢવાનાં, લોટ દળવાનાં, ડાંગર ખાંડવાનાં, તેલ પીલવાનાં કારખાનાં, મોટરગાડાં, ' બસ ' વગેરે.

૭. એ ઉપરાંત વચલા વેપારીઓની ટૂંકી અને તાત્કાળિક મોટો લાભ લેવાની સ્વાર્થદૃષ્ટિએ ઘણો ગામડિયા માલ, પરદેશી અને યાંત્રિક માલ કરતાં પડતરમાં મોંઘો ન હોવા છતાં ખરીદનારને માટે મોંઘો કરી મૂક્યો છે. આથી, જે બજાર સહેજે ગામડાંના હાથમાં રહી શકે એમ છે, તે પણ કારખાનાવાળા અને પરદેશીઓના હાથમાં ગયો છે.

૮. જ્યારે અર્થશાસ્ત્રમાં અને જીવનમાં ગામડાંની દૃષ્ટિ દાખલ થશે, ત્યારે ગામડાંઓમાં બનેલી વસ્તુઓનો વધારેમાં વધારે ઉપયોગ કરવા તરફ પ્રજાનું મન વળશે; પોતાનાં જીવનની આવશ્યક વસ્તુઓ ગામડાંઓમાં તૈયાર કરાવવા પ્રજાનું વલણ થશે; તેને લીધે ગામડાંની કળા અને ઓજારોને સુધારવા, ગામડાંની પ્રજાને કેળવવા, ગામડાંનાં જંગલ અને ખેતરોની નીપજની તથા ઉપયોગ કરવાના જ્ઞાનને અભાવે ગામડાંમાં નકામાં જતાં સંપત્તિનાં અનેક કુદરતી સાધનોની શોધખોળ કરવા પ્રજાની પ્રવૃત્તિ થશે.

૯. આજે સંપત્તિ ગામડાંઓ દ્વારા શહેરોમાં થઈ છેવટે પરદેશમાં ચાલી જાય છે. એ વહેણને પલટાવી દેવાની જરૂર છે. જેથી, ગામડાંની સંપત્તિ ગામડાંમાં જ રહે અને ગામડાં સ્વાવલંબી બને એટલું જ નહિ, પણ શહેરીઓને આવશ્યક એવો ઘણો માલ ગામડાંઓ તેમને પૂરો પાડે.

# ૪

# ધનેચ્છા

૧. મનુષ્યોનો મોટો ભાગ આર્થિક સ્થિતિમાં અને સુખસગવડોમાં કાંઈક સુધારોવધારો કરવા ઇચ્છે છે એમ ભલે સામાન્યપણે કહેવામાં આવે; પણ માણસોની ધન કે સુખની ઇચ્છાને મર્યાદા જ નથી હોતી અને બધા જ લક્ષાધિપતિ, જમીનદાર કે રાજા થવા અથવા વાડીબંગલાઓમાં રહેવા તલસતા હોય છે એમ સામાન્યપણે કહેવું અને ઠસાવવું, એ સાધારણ માણસોને ન સમજનારું, એમને માટે હલકો અભિપ્રાય બાંધનારું અને એમની આગળ હલકો આદર્શ રજૂ કરનારું વિધાન છે.

૨. પ્રજાનો મોટો ભાગ ધનને ઠોકરેય મારતો નથી તેમ તેની અપાર તૃષ્ણાયે રાખતો નથી. વર્ષને અંતે તેઓ બે પૈસા ભેગા થયેલા જોવા ઇચ્છે છે ખરા. પણ એ મંદવાડ–મરણના, લગ્ન–વિવાહના કે વૃદ્ધાવસ્થાના ખર્ચોજોગું, કે વારતહેવાર, યાત્રા, દાનધર્મ કરી શકાય એટલી મર્યાદામાં રહેલું હોય છે. ધાર્મિક સંસ્કારોવાળી પ્રજામાં ધન તથા સુખની તૃષ્ણાને અમર્યાદ ન કરવાનો સંસ્કાર ઓછોવત્તો કામ કરતો હોય છે જ.

૩. જેમ બધા રાજાઓ નથી સિકંદર કે નેપોલિયન થવાની, અથવા નથી ભર્તૃહરિ કે ગોપીચંદ થવાની હોંશ રાખતા કે નથી તે માટે પુરુષાર્થ કરવાની શક્તિ ધરાવતા, તેમ કરોડો માણસો નથી શ્રીમંત થવાની કે નથી નિષ્કિંચન થવાની હોંશ કે હિંમત ધરાવતા.

૪. પણ દરેક પ્રજામાં થોડાક માણસોની મહત્ત્વાકાંક્ષા તેમ જ પુરુષાર્થ કરવાની શક્તિ અસાધારણ હોય છે. તેવા કેટલાક માણસો નિષ્કિંચન થવાનો આદર્શ રાખે છે, તો કેટલાક લાખો રૂપિયા ઉત્પન્ન કરી શકાય એમ દેખાડવાનો આદર્શ રાખે છે.

૫. સમાજની વ્યવસ્થા અને રચના એવી હોવી જોઈએ કે પ્રજાનાં આવશ્યક સુખસગવડો અને ધનેચ્છાને નુકસાન પહોંચાડ્યા વિના આવા માણસોને પુરુષાર્થ કરવાની યોગ્ય તક મળે; એટલું જ નહિ, પણ એને પરિણામે એમની મહત્ત્વાકાંક્ષા પોષાયા છતાં એમાંથી છેવટે સમાજને લાભ જ થાય.

૬. જો સમાજવ્યવસ્થામાં એવા પુરુષાર્થ માટે યોગ્ય તક ન હોય તો તેમની મહત્ત્વાકાંક્ષા તેમના પુરુષાર્થને આડે માર્ગે લઈ જશે અને સમાજનું નુકસાન કરશે.

૭. ઉદ્યોગધંધા તથા સમાજસેવાનાં કેટલાંક કામોમાં અનેક પ્રકારનાં સાહસ તથા જોખમો ખેડવાં પડે એમ હોય છે. એ કામોની સિદ્ધિ શંકાસ્પદ હોય છે અને એને લગતા પ્રયોગો માટે જાહેર સમિતિઓ કરતાં ખાનગી માણસો કે ખાનગી સંસ્થાઓ વધારે અનુકૂળ થાય એમ બને છે. સમાજ-રચના આને માટે અનુકૂળ હોવી જોઈએ.

# ૫

# વેપાર

૧. વેપારનું યોગ્ય ક્ષેત્ર આવશ્યક મોટા ઉદ્યોગોને વિકસાવવાનું અને જરૂરના પદાર્થોને પ્રજામાં પહોંચાડવાનું છે; તેમાંથી અનાયાસે જે બચત રહે તેટલો નફો કહી શકાય.

૨. અનાયાસે બચત એટલે ઉદ્યોગ કે ધંધાને અંગે જે કાંઈ ખર્ચ આવે, તેને પદાર્થ ઉપર ફાળવતાં નુકસાનનો સંભવ કાઢી નાખવા માટે જે થોડી છૂટ (માર્જિન) રાખી હોય તેનો ઉગારો. આવી બચત છૂટકપણે બહુ નજીવી હોય છતાં ઉદ્યોગના મોટા પ્રમાણને લીધે એકંદરે મોટી રકમ થઈ જાય એવો સંભવ હોય છે.

૩. એ રીતે જે ધન વધે તેનો ઉપયોગ એ ઉદ્યોગમાં રોકાયેલા મજૂરવર્ગના કલ્યાણ માટે, અથવા એ કે બીજા ઉપયોગી ઉદ્યોગો વિકસાવવા માટે, અથવા સાર્વજનિક હિતનાં મોટાં કાર્યો ઉપાડવા માટે કરવો ઘટે.

૪. જો એવા ધનનો માલિક પોતાને એનો વાલી સમજે અને તેનો ઉપયોગ એ મુજબ કરવાનો ધર્મ સમજે તો એ ખાનગી મૂડીદાર ગણાતો હોય છતાં તે પ્રજાનું હિત સાધે અને ઈર્ષાનું પાત્ર ન બને.

૫. પણ એ જો એમાંથી કેવળ સ્વાર્થ જ સાધે અને ધન કે અંગત ભોગો વધાર્યા કરવાની જ દૃષ્ટિ રાખે તો એ પોતાને તિરસ્કારપાત્ર બનાવી મૂકે, અને પરિણામે માલિક-નોકર વચ્ચે ભેદભાવ વધારનારો અને કલહ ઉત્પન્ન કરાવનારો થાય.

૬. જે માલિક એવો વ્યવહાર રાખે કે એનાં મનાયેલાં વાડીબંગલા, ઘરેણાં, ગાડીઘોડા, રાચરચીલું, વાસણકૂસણ, જાજમો વગેરે પોતાના હાથ નીચેના લોકોને તેમના કૌટુંબિક પ્રસંગોએ વાપરવા મળી શકે, અને તેમને ઘેર આવતા પ્રસંગોને તેમનું મન પ્રફુલ્લિત થાય એવી રીતે પાર પાડવાનો તે માલિક પોતાનો કુળધર્મ સમજે, અને તે સાથે જો ગરીબોનું જીવન હાડમારી વિનાનું હોય, તો માલિકના ચડિયાતા ભોગની ગરીબને અદેખાઈ નહિ આવે. ઊલટું, પ્રજાનો મોટો ભાગ ઉપભોગનાં સાધનોને સાચવવાની જંજાળમાંથી મુક્ત રહેવાની જ ઇચ્છા કરશે.

૭. જ્યાં માલિકનો વ્યવહાર આવો હોય ત્યાં એ ધનનો વાલી તરીકે ઉપયોગ કરે છે એમ ઘણે અંશે કહી શકાય. એમાં ધનલોભનો સર્વથા અભાવ નથી, પણ પ્રજાનો દ્રોહ કર્યા વિના અને જરૂર પડે ત્યારે ઉપયોગી થઈ શકે એવો ધનસંગ્રહ છે.

૮. આવી વિવેકી મૂડીદારી પ્રથાનો નાશ કરવા સામ્યવાદની કોઈ દલીલને જ વશ થઈને પ્રજા તૈયાર નહિ થાય.

૯. આ ઉપરાંત જો માલિક પોતે સાદું અને સંયમી જીવન ગાળનારો હોય તો તો એ શ્રીમંત લેખાતાં છતાં પ્રજાનો પૂજ્ય થઈ પડે.

## ૬

# શરાફી

૧. ઓછે વ્યાજે પૈસા લઈને વધારે વ્યાજ ઊપજે એવી રીતે રોકવા, તેને વ્યાજવટું અથવા શરાફી કહેવામાં આવે છે; પણ સમાજના હિતાર્થે જે શરાફી અનિવાર્ય છે તે આ જાતની નહિ.

૨. આજે જે જાતનું વ્યાજવટું જગતમાં ચાલી રહ્યું છે તે કાં તો પરદેશી વેપારીઓની દલાલી કે આડતનો ધંધો છે, અથવા ખેડૂતોનાં અને ઇતર ઉદ્યોગધંધા કરનારાઓનાં જમીન અને માલમિલકત અથવા, તેથીયે આગળ વધે તો, પરરાજ્યોને ધીમે ધીમે પચાવી પાડવાની અપ્રામાણિક યુક્તિઓ છે. યુરોપ, અમેરિકા જેવા દેશોમાં વધારે વ્યાજના લોભે પોતાના દેશના ગરીબોના હિતો પ્રત્યે દુર્લક્ષ કરી પરદેશોમાં પૈસો રોકવાની વૃત્તિ પેદા કરી છે. આથી શ્રીમંત દેશોમાંયે હાડમારી કાયમ રહે છે.

૩. ધંધામાં જૂઠું બોલવામાં દોષ નથી એ માન્યતા ભયંકર અધર્મની છે.

૪. અભણ, ભોળા અને વિશ્વાસુ લોકોને, અથવા વિલાસમાં પડેલા શ્રીમંતો કે રાજાઓને ખોટા ખર્ચો અને વ્યસનોમાં ઊતરવા લલચાવીને દેવાદાર કરવા, એમને લેણ-દેણના વ્યવહારમાં છેતરવા, ખોટા હિસાબો કરવા અને જૂઠા

દસ્તાવેજો બનાવવા એ શરાફી નથી, પણ હડહડતું પાપ અને હિંસા છે.

૫. આવા અધર્મવાળા વ્યાજવટાના ધંધાથી અર્થ નહિ પણ અનર્થ વધ્યો છે.

૬. માણસે પોતાની બચત મૂડીને કોઈ ઉદ્યોગધંધાને મદદ કરે એ રીતે જ રોકવી જોઈએ. સ્વદેશમાં જ એ પ્રથમ રોકાવી જોઈએ. ઉદ્યોગોમાં રોકાતાંયે વધે તો સ્વદેશમાં સાર્વજનિક હિતનાં કાર્યો વધારવામાં એનો પહેલો ઉપયોગ થવો જોઈએ. મૂડીને કાયમ રાખી એના વ્યાજમાંથી જ જનહિતનાં કાર્યો થવાં જોઈએ એ વિચાર હમેશાં સાચો નથી. એ વિચારને લીધે મૂડીનો વધારેમાં વધારે ઉપયોગ કરવાને બદલે વધારેમાં વધારે વ્યાજ મેળવવાની વૃત્તિ પેદા થઈ છે.

૭. કૌટુંબિક કારજો વ્યાજે પૈસા લઈને પાર પાડવાની મનાઈ હોવી જોઈએ. તે ઓછામાં ઓછે ખર્ચે પાર પડી શકે એવી રીતે સામાજિક રીતરિવાજો બદલાવા જોઈએ. તે છતાં, મંદવાડ તથા એવી બીજી આપત્તિઓમાં અથવા વિવાહાદિક પ્રસંગોમાં રોકડની કદાચ થોડી તાણ પડે તો તેવી મદદ સમાજમાંથી મિત્રદાવે વગર વ્યાજે મળવી જોઈએ. ઘરગતુ ઉપયોગ માટે દુકાનદાર ઉધાર માલ આપે તો તે ઉપર તેમ જ ઉપરના જેવા કૌટુંબિક પ્રસંગોમાં જે મદદ કરવામાં આવે તેને અંગે થતાં કરજ ઉપર વ્યાજ લેવું ગેરકાયદેસર ગણાવું જોઈએ.

૮. હાલમાં તો એવાં કરજોનું વ્યાજ વધારે મળી શકે છે, અને તેથી ધીરનારાઓને પોતાના આસામીઓને વ્યસનોમાં અને ખોટા ખરચોમાં ઉતારવાનું પ્રલોભન રહે છે.

૯. બીજી બાજુથી મુદતના અને નાદારીના કાયદાઓએ પ્રજાની નૈતિક ભાવનાનો નાશ કરવામાં ભારે ફાળો આપ્યો છે. એ કાયદાઓએ દેવાળિયાપણું, સટોરિયાપણું, પાછું આપવાની દાનત વિના કરજ કાઢવાની વૃત્તિ વગેરે પોષ્યાં છે.

૧૦. આ રીતે આસામી અને સાહુકારનો સંબંધ ઉંદર-બિલાડી જેવો અથવા એકબીજાને છેતરવા મથનાર શત્રુઓ જેવો થયો છે. પેઢી દર પેઢી ચાલી આવે, એકબીજાનું હિત કરે, તથા જેથી સાહુકાર આસામીના ઉદ્યોગધંધા વધે એ રીતે એને મદદ કરવા ઇચ્છા રાખે, અને આસામી વડવાનું વાજબી દેવું ચૂકવવામાં પોતાની ખાનદાની સમજે એવી જાતનો એ સંબંધ રહ્યો નથી.

૧૧. જે સ્થિતિ આસામી અને સાહુકારની થઈ છે તે જ નોકર અને શેઠની થઈ છે.

## ૭

# પૂરું મહેનતાણું

૧. માણસ ગમે તે જાતનો શ્રમ કરે, તે જો એને આપવામાં આવતાં સાધનો અને તાલીમનો યોગ્ય અને પ્રામાણિક ઉપયોગ દિવસનો પૂરતો સમય કરે તો તેને એ શ્રમના બદલારૂપે એટલી મજૂરી મળવી કે પડી રહેવી જોઈએ કે જેથી એનું અને એનાં અશક્ત આશ્રિતોનું ગુજરાન સમાધાનકારક રીતે થઈ શકે.

૨. ગામડાંઓનાં આજનાં સાધનો, રહેણીકરણી વગેરેને ધ્યાનમાં રાખતાં, અને ગામડાંના જીવનનું ધોરણ જેટલે ઊંચે લઈ જવું આવશ્યક જ છે તે વિચારતાં, તથા પદાર્થોની આજની કિંમતોનો ખ્યાલ કરતાં આઠ કલાક એ એક દિવસની મજૂરી માટે પૂરતો સમય અને કલાકે એક આનો એ મજૂરીનો આવશ્યક દર ગણાવો જોઈએ.

૩. આ સ્થિતિએ એકદમ પહોંચવા માટે પગલું ભરવાની ભલે આપણી હિંમત ન હોય, પણ એ દિશાને ધ્યાનમાં રાખી આપણે સતત પ્રયત્ન કરવો ઘટે છે.

૪. આદર્શ સ્થિતિ અને વર્ણધર્મની સંપૂર્ણતા તો તે ગણાય કે જેમાં બધા ધંધા કરનારાની કમાણી સરખી હોય. પણ એનો સંભવ આજે નિકટના ભવિષ્યમાં દેખાતો નથી. એટલે એ આદર્શને ધ્યાનમાં રાખી જ્યાં લગી જઈ શકાય તેટલે લગી ઉત્તરોત્તર જતા રહેવાનું ધોરણ સ્વીકાર્યું છે.

૮

## મજૂરના પ્રશ્નો

૧. જીવન વિષેનાં ખોટાં દૃષ્ટિબિંદુઓએ મજૂરોના પ્રશ્નને ગૂંચવી મૂક્યો છે.

૨. એ ખોટાં દૃષ્ટિબિંદુઓ નીચે મુજબ :

(क) માણસ ફુરસદને જ ઇચ્છે છે, અને કામને વેઠ સમજે છે;

(ख) માણસના આધ્યાત્મિક વિકાસ માટે ફુરસદની જ જરૂર છે; શારીરિક શ્રમ એને વિરોધી છે;

(ग) ઓછામાં ઓછું કામ કરી વધારેમાં વધારે સુખ મેળવવું એ શ્રમવિભાગનું ધ્યેય છે;

(घ) માલિક અને મજૂરના સ્વાર્થ એકબીજાથી ઊલટા છે.

૩. ઉપલાં કારણોથી મજૂરોમાં નીચેના ખોટા આદર્શો પોષવાનો પ્રયત્ન થાય છે:

(क) ખૂબ યાંત્રિક સુધારણા કરી, બે કે ચાર કલાકના શ્રમથી જીવનની જરૂરિયાતો નિર્માણ કરવી;

(ख) મૂડીદારનો નાશ કરવો.

૪. ઉપલા આદર્શો કદાચ સિદ્ધ થાય. પણ તેથી માનવજાતિ સુખી જ થશે એમ ખાતરી નથી.

૫. વાસ્તવિક રીતે, મજૂરોનાં અથવા કહો કે કરોડોનાં, સુખો માટે નીચેની દૃષ્ટિએ વિચાર કરવો જોઈએ:

(क) માણસને બાહ્ય સાધનો પર એટલો બધો અધીન ન કરી મૂકવો જોઈએ કે જેથી એની શ્રમ કરવાની સ્વાભાવિક શક્તિનો હ્રાસ થઈ જાય, અને શ્રમથી નિર્વાહ કરવાને એ નાલાયક બની જાય;

(ख) એથી, માણસની શારીરિક શ્રમ કરવાની શક્તિ વધવી જોઈએ, અને મજૂરીના કલાકો, મજૂરનાં ખાનપાન તથા ઘરબાર વગેરેની સગવડો એની શક્તિ જાળવવા તથા વધારવાની દૃષ્ટિએ વિચારવાં જોઈએ;

(ग) અત્યંત ઝીણો શ્રમવિભાગ કરી મજૂરને જડ યંત્ર જેવો બનાવી દઈ ૨-૪ કલાકની નીરસ યાંત્રિક ક્રિયામાં એને જોડવો, અને પછી મોજમજા કે શોખની પ્રવૃત્તિઓ માટે

એને છૂટો મૂકવો એથી માનવજાતિનું કલ્યાણ નહિ થાય; પણ એને કરવાનાં કર્મમાં જ એને આનંદ મળે, એ જ એના શોખની પ્રવૃત્તિ થાય, અને એમાં જ એ પોતાનો આધ્યાત્મિક વિકાસ કરી શકે એવી રીતે ઉદ્યોગધંધાઓની રચનાના માર્ગો શોધવા જોઈએ;

(ઘ) આનો અર્થ એ નથી કે, મનુષ્યને ઉદ્યોગની પ્રવૃત્તિ ઉપરાંત બીજી પ્રવૃત્તિની જરૂર નથી, અને તે માટે ફુરસદની જરૂર નથી. દરેક માણસને નિર્દોષ શોખની એક બીજી પ્રવૃત્તિ હોવી ઇષ્ટ છે, અને તે માટે એને ફુરસદ પણ મળવી ઘટે છે; પણ એવી પ્રવૃત્તિ ગૌણ સ્થાને જ રહેવી જોઈએ. માનવસમાજનો મોટો ભાગ ફુરસદનો સમય યોગ્ય રીતે ગાળી શકે એવી સંસ્કારિતા હજુ પ્રસરી નથી. આજ તો મોટો ભાગ વધારે પડતી ફુરસદનો સમય ઊંઘ, વ્યસન અને દોષમય ભોગોમાં ગાળે એવી ધાસ્તી છે.

(ચ) માણસને પોતાના ગુજારા માટે કઠણ શ્રમ કરવો પડે છે એ કુદરતનો કોપ નથી, પણ અનુગ્રહ છે. એવો શ્રમ કરવાની શક્તિ વધે એ ધ્યેય હોવું જોઈએ, એ ન કરવો પડે એ નહિ.

(છ) માલિક મજૂરોનો વ્યવસ્થાપક બની એમને ગજા પ્રમાણે જ કામ આપે અને પૂરતું મહેનતાણું તથા સુખસગવડ કરી આપે, તથા મજૂર માલિકના ધંધાને પોતાનો સમજી તે માટે મન દઈને મહેનત કરે — એમાં બન્નેનું હિત વધે છે.

(જ) એ માટે ખાનગી મૂડી હોવી — ન હોવી એ પ્રશ્ન બહુ જ મહત્ત્વનો નથી, પણ ઉદ્યોગ અને વાણિજ્યનું ધ્યેય બદલવાની જરૂર છે.

(ઝ) ઉદ્યોગનું ધ્યેય વેપાર વધારવા માટે નવી નવી જરૂરિયાતો ઊભી કરવાનું નથી, પણ પડી ગયેલી હાજતોને અને ઉત્પન્ન થઈ ચૂકેલી જરૂરિયાતોને સારામાં સારી રીતે પહોંચી વળવા પૂરતું જ છે. વેપારનું પણ એટલું જ પ્રયોજન છે. આમ કરતાંયે કેટલીક નવી જરૂરિયાતો ઊભી થવાનો સંભવ છે ખરો. પણ જો આ ધ્યેય ધ્યાનમાં રાખવામાં આવે તો પછાત ગણાતી પ્રજાઓની હાજતો વધારવાની લાલચમાં વાણિજ્ય નહિ સપડાય, અને એમને ચૂસવાની નીતિ નહિ આદરે. આમ થતાં, મજૂર અને માલિક અન્યો-ન્યાશ્રયી થઈને રહેશે.

(ટ) એવું ધ્યેય નહિ હોય તો મૂડીદાર તરીકે વ્યક્તિને બદલે જડ તંત્ર માલિક બનશે, અથવા એક પ્રજા માલિક અને બીજી પ્રજા મજૂર બનશે. એથી મનુષ્યનું સુખ વધશે નહિ.

## ૯

## સ્વાશ્રય અને શ્રમવિભાગ

૧. સ્વાશ્રય એટલે શ્રમવિભાગનો વિરોધ નથી, તેમ જ બીજા દેશો જોડે ઔદ્યોગિક સંબંધનો અભાવ નથી. સમાજમાં રહેનાર માણસો પરિપૂર્ણપણે સ્વાશ્રયી થઈ શકે, એટલે કે પોતાની એકેએક જરૂરિયાત પોતાની જ મહેનતથી પૂરી પાડી લે એ શક્ય નથી. એવો પ્રયત્ન ખોટા અહંકારનું અને વ્યર્થ ફાંફાંનું સ્વરૂપ લે એમ બને. આખા જગત સાથે

જે પ્રેમ અને અહિંસા વડે એકરૂપ થવાનો આદર્શ રાખે છે, તે સ્વયંપર્યાપ્ત (self-sufficient) થવાનો ખોટો મોહ રાખે નહિ.

૨. છતાં માણસ પોતાની જેટલી જરૂરિયાતો અને જેટલાં કામો પોતાની મેળે સહેજે પૂરાં પાડી કે ઉકેલી લઈ શકે એમ હોય, અને તેને માટે કુદરતી અનુકૂળતાઓ પણ હોય તેમાં એ સ્વાશ્રયી રહે એ દોષ નથી, પણ યોગ્ય છે. એણે એ માટે બીજાની મહેનત લેવી જ જોઈએ અને તે માટે આર્થિક લેવડદેવડના સંબંધો બાંધવા જ જોઈએ એવો ધર્મ નથી. દાખલા તરીકે, માણસે પોતાનાં કપડાં ધોબી પાસે જ ધોવડાવવાં જોઈએ, પાયખાનું ભંગી પાસે જ સાફ કરાવવું જોઈએ, હજામત માટે વાળંદને બોલાવવો જ જોઈએ કે ખોરાક વીશીમાં જઈને જ લેવો જોઈએ — એવી ફરજ છે એમ ન કહી શકાય.

૩. એ જ નિયમ દેશ કે પ્રજાના વ્યવહારોમાં લાગુ પડે છે. હિંદુસ્તાન જેવો દેશ જેમાં પૂરતાં અનાજ અને રૂ પેદા થાય છે, તે અન્ન અને વસ્ત્રની બાબતમાં સ્વાશ્રયી બને તેથી તે સ્વપર્યાપ્ત બનવાનો ફાંકો રાખે છે કે બીજા દેશો સાથે ઔદ્યોગિક સંબંધ રાખવા ઇચ્છતો નથી એમ ન કહી શકાય.

૪. એ જ પ્રમાણે જે જે ઉદ્યોગો ખીલવવા માટે હિંદુસ્તાનમાં કુદરતી અનુકૂળતાઓ છે, તે ઉદ્યોગો ખીલવવા એ ઉપાયો યોજે એમાં કશો દોષ નથી. એવી આર્થિક નીતિને સ્વીકાર્યા વિના પ્રજાને સુખી બનાવવાની આશા ફોકટ છે.

૫. હિંદુસ્તાનનું અનાજ પરદેશ મોકલી ત્યાંથી રોટી મંગાવીને ખાવી, તલ કે મગફળી મોકલી ત્યાંથી તેલ પિલાવીને મંગાવવું, રૂ મોકલી ત્યાંથી કપડાં મંગાવવાં અને એ પદ્ધતિને

દેશાંતરશ્રમવિભાગનું કે દેશાંતરસહકારનું નામ આપવું, અથવા લૅંકેશાયર જેવા પરગણામાં લોઢાની અને કોલસાની ખાણો છે તથા ત્યાં ભેજવાળી હવા છે એટલા જ માટે કપડું ઉત્પન્ન કરવાની તેની જ નૈસર્ગિક અનુકૂળતા છે એમ કહેવું—એ શ્રમવિભાગ અને સહકારના તત્ત્વનો દુરુપયોગ છે.

## ૧૦

## રાજકીય સ્વદેશી

૧. જ્યાં કાચો માલ થાય ત્યાં એને લગતા ઉદ્યોગો ચાલે એવી દરેક દેશની આર્થિક નીતિ હોવી જોઈએ. આર્થિક અને રાજકીય દૃષ્ટિએ આ જ 'સ્વદેશી ચળવળ'ને નામે ઓળખાય છે.

૨. કાચો માલ પરદેશ જાય અને ત્યાંથી પદાર્થોના રૂપમાં બની પાછો સ્વદેશ આવે, એવી પદ્ધતિ આર્થિક દૃષ્ટિએ લાભકારક જણાતી હોય, તો તેની પાછળ સ્વદેશમાં કે પરદેશમાં કાંઈક અન્યાય કે અધર્મ રહેલો હોય અથવા ગણતરીમાં ભૂલ હોય એવો ઘણો સંભવ છે.

૩. ઇંગ્લંડ જેને 'ફ્રી ટ્રેડ' અથવા પ્રતિબંધ વિનાના વેપાર તરીકે ઓળખાવે છે, એ સાચું પૂછતાં તેવો વેપાર નથી. કારણકે એ પોતાના ઉદ્યોગોને ટકાવવા માટે અને બીજા દેશોના ઉદ્યોગોનો નાશ કરવા માટે જકાતોનો નહિ, પણ લશ્કરી બળનો અને રાજકીય સત્તા તથા કુટિલ નીતિનો ઉપયોગ કરે છે. સ્વદેશીની નીતિનું એ અધમ અને અન્યાયી સ્વરૂપ છે.

૪. આર્થિક દૃષ્ટિએ સ્વદેશી અને બહિષ્કાર વચ્ચે ભેદ નથી. જેના ઉપર કરોડોનું જીવન નભતું હોય તેવી વસ્તુ પરદેશથી લાવવા દઈ શકાય જ નહિ. એટલે કે, તેનો બહિષ્કાર હોય. એ બહિષ્કાર કોઈ અમુક દેશ સામે નહિ, પણ સર્વ પરદેશો સામે હોય. તેથી એ સ્વદેશી જ છે.

૫. અમુક દેશ સામે પોકારવામાં આવેલો બહિષ્કાર રાજકીય દૃષ્ટિએ હોય છે, તેથી તેનો વિચાર આ પ્રકરણમાં કરવાની જરૂર નથી.

# ૧૧

# યાંત્રિક સાધનો

૧. ભારતીય અર્થશાસ્ત્રની દૃષ્ટિએ યાંત્રિક સાધનો અને તેમાં કરવાના સુધારાઓના બે વિભાગ પાડી શકાય: (૧) જે યંત્રો કે તેના સુધારા શ્રમ કરનાર માણસના કે પશુના સ્નાયુને કાંઈક ઓછો શ્રમ પડે અને તેમનો થોડોક સમય બચાવે એ દૃષ્ટિને મુખ્યત્વે રાખીને યોજાયા હોય તે; જેમકે, ગરેડી, ઘંટી, રેંટિયો, સાઇકલ, સીવવાનો સંચો, ફટકા સાળ, ગાડી વગેરે; તથા તેમાં ઘર્ષણાદિકના દોષો ઓછા કરવા માટે થતા સુધારા; જેવા કે, છરાવીંટીવાળી (Ball-bearing) ધરીઓ, પાકા રસ્તા, રેલના પાટા વગેરે; અને (૨) જે યંત્રો શ્રમ કરનાર મનુષ્ય કે પશુની અવેજી લેવા માટે એટલે કે મજૂર કે પશુની સંખ્યા ઘટાડવા

માટે, અથવા મજૂરનાં બુદ્ધિચાતુરી કે શરીરબળનો ઉપયોગ કરવાને બદલે તેનો કેવળ જીવતા યંત્ર તરીકે ઉપયોગ કરવા માટે; જેમ કે, આટો દળવાની મિલ, ડાંગર ખાંડવાનાં, તેલ પીલવાનાં, સાકર બનાવવાનાં કારખાનાં, સૂતર તથા કાપડની મિલ; મોટર, આગગાડી ઇત્યાદિ માલનાં વાહનો, ટ્રેક્ટર, વરાળ કે વીજળીથી ચાલતા પાણીના પંપ, સૂક્ષ્મ શ્રમવિભાગને પરિણામે થયેલાં યંત્રો વગેરે.

૨. પહેલા પ્રકારનાં યાંત્રિક સાધનો અને તેમાં થતા સુધારા સામાન્યપણે ઇષ્ટ છે. એને લીધે પણ મજૂર કે પશુની સંખ્યા ઘટે એવું બને, પણ તે ઓછામાં ઓછું હશે.

૩. બીજા પ્રકારનાં યાંત્રિક સાધનો તથા સુધારાનો ઉપયોગ કરવામાં વિવેક અને કાળજી રાખવાં જોઈએ. એટલે કે એવાં સાધનો અને સુધારાનો કોણે કેટલે અંશે ઉપયોગ કરવો તે પર, જેમ શસ્ત્રો, દારૂગોળા વગેરે બનાવવા તથા વાપરવા પર હોય છે તેમ, પ્રજાકીય સરકારનો અંકુશ હોવો જોઈએ.

૪. બીજા પ્રકારનાં યંત્રોનો વપરાશ કેવી પરિસ્થિતિમાં દોષરૂપ ન લેખાય તેનાં કેટલાંક ઉદાહરણો નીચે આપ્યાં છે:

(क) જ્યાં કામ ઘણું અને કરનારા થોડા હોય, અને વધારે કરનારા મેળવી કે રાખી શકાય એમ ન હોય— જેમ કે, આગબોટ ઉપર;

(ख) જ્યાં આકસ્મિક અડચણને લીધે અથવા બીજાં કારણસર કામનો પ્રકાર જ એવો હોય કે તે ઝપાટાબંધ ઉકેલવાની જરૂર હોય અને યાંત્રિક સાધનોને બદલે વધારે માણસો ભેગા કરવાથી અવ્યવસ્થા, ઢીલ અને જોખમો વધવાનો સંભવ હોય; જેમકે, આગ હોલવવા, દુકાળ કે એવા

કુદરતી કોપમાંથી લોકોને બચાવવા અથવા અનાજ વગેરેની મદદ મોકલવા;

(ग) જે યંત્રો અને તેના સુધારા સહયોગી ધંધો આપી શકે એવા હોય, અથવા સહયોગી ધંધાને વધારે સારી સ્થિતિમાં મૂકનારાં હોય, છતાં એનું સહયોગીપણું નાશ કરનારાં ન હોય; જેમ કે, વધારે કામ આપનારો રેંટિયો, દોરી વણવાનું ચક્ર ઇત્યાદિ;

(घ) પહેલા પ્રકારનાં યંત્રો બનાવવાનાં યંત્રો, ઓજારો વગેરે બનાવવા, અને તેમાં ખાસ કરીને, જ્યાં એક જ માપ અને પદ્ધતિનાં યંત્રો કે ભાગો બનાવવાનું મહત્ત્વ હોય ત્યાં;

(च) જ્યાં અત્યંત ચોક્કસ કામ આપે એવા નાજુક સાધનોની જરૂર હોય ત્યાં; જેમ કે, ઘડિયાળ, ટાઇપરાઇટર, પ્રયોગશાળાનાં સાધનો વગેરેની બનાવટમાં;

(छ) જે ઉદ્યોગોમાં ક્યારેય પ્રજાનો મોટો ભાગ રોકાઈ શકે એમ ન હોય, પણ જેનો ખપ સાર્વજનિક હોય એવા પદાર્થોની બનાવટમાં; જેમ કે, નળના પાઇપ, ચકલીઓ, કાચનાં ઘરગતુ વાસણો, વગેરે;

(ज) ખાનગી સાહસથી નહિ, પણ રાજ્ય તરફથી અથવા તેના અંકુશ નીચે ચલાવવાનાં ઉદ્યોગોમાં — જેમ કે, આગગાડી, આગબોટ, મહત્ત્વની ખાણો, ઘાસલેટના કૂવા વગેરેમાં.

૫. જેટલે અંશે બીજા પ્રકારનાં યાંત્રિક સાધનોવાળા ઉદ્યોગ આવશ્યક મનાયા હોય, તેટલે અંશે તેને લગતાં કારખાનાં પણ આવશ્યક ગણાય; જેમકે, લોખંડ, ઓજારો, સાંચાકામ, કાચ, વીજળી વગેરેનાં, તથા તેને લગતાં સાધનો બનાવવાનાં કારખાનાં.

# ૧૨

# આંતરરાષ્ટ્રીય વેપાર

૧. જે વસ્તુઓ પોતાના દેશમાં બનતી ન હોય, બનાવવા માટે કુદરતી અનુકૂળતા પણ ન હોય, અથવા મહાકષ્ટે કે બીજી પ્રજાઓની ભારે હિંસા કરીને જ ઉત્પન્ન કરી શકાય એમ હોય, જેને બનાવવાની કળા તે પ્રજાઓએ અતિશય પરિશ્રમ કરીને હસ્તગત કરી હોય અને તેની કમાણી ઉપર તેમનું જીવન ખૂબ અવલંબીને રહ્યું હોય, જેનો જીવનમાં એટલો મહત્ત્વનો ઉપયોગ ન હોય કે એના વિના કરોડો લોકોનું જીવન અટકી પડતું હોય, અથવા મહત્ત્વનો ઉપયોગ હોય તોયે તેના નિત્યજીવનમાં ઉપયોગ ન હોય અને સામાન્ય માણસોનું જીવન તો એના વિના જ ચાલતું હોય, તેવી વસ્તુઓનો આંતરરાષ્ટ્રીય વ્યાપાર થઈ શકે.

૨. એવો વેપાર ખેડવામાં કોઈ પણ જાતની બળજબરી, હિંસા, રાજકીય સત્તાનું દબાણ વગેરેનો ઉપયોગ ન થવો જોઈએ.

૩. ઉપર કહી તેવી વસ્તુઓને ગમે તે રીતે સ્વદેશમાં ઉત્પન્ન કરવાનો આગ્રહ અધર્મ પણ બને.

૪. પ્રયોગશાળામાં વપરાતાં કેટલાંક સાધનો, એકસ-રેનું યંત્ર, વિશેષ પ્રકારનાં ઘડિયાળો, કાશ્મીરી ગરમ કાપડ, કેસર, એલચી, તજ ઇત્યાદિ વિશેષ પ્રકારની વનસ્પતિઓ, વગેરે વસ્તુઓ આ પ્રકારની ગણી શકાય.

# ખંડ ૭ મો : ઉદ્યોગ

## ૧

## ખેતી

૧. ખેતી એ હિંદુસ્તાનનો પ્રાણરૂપ ધંધો છે. ભયંકર લૂંટની રેલ ચાલી રહેલી હોવા છતાં હિંદુસ્તાન હજુ સુધી જીવતું રહ્યું છે, તેનું કારણ એ ખોરાકની બાબતમાં હજુ પરાવલંબી બન્યું નથી એ છે. પણ એ સ્વાવલંબન પણ જોખમમાં નથી એમ કહી શકાય નહિ.

૨. હિંદુસ્તાનની આર્થિક અને રાજકીય નીતિ એ ખેતીના ધંધાનો નાશ કરી રહી છે. એને પરિણામે ખેતી આજે કમાણીનો ધંધો રહી નથી.

૩. બ્રિટિશ રાજતંત્રમાં મહેસૂલની ઉઘરાણી જમીન પર પહેલો બોજો છે, એમ કાયદાથી ઠરાવવામાં આવ્યું છે. સ્વરાજ્યમાં એથી ઊલટું હોવું જોઈએ. એટલે કે ખેતીની આબાદી એ રાજ્ય પર પહેલો બોજો હોવો જોઈએ અને મહેસૂલ વગેરે સર્વે કરો ખેતીને નુકસાન ન થાય એ રીતે નંખાતા અને વસૂલ થતા હોવા જોઈએ.

૪. દેશને આવશ્યક હોય એટલો ધાન્યનો સંગ્રહ હમેશાં રહે એ રીતે સ્વરાજની આર્થિક નીતિ રચાવી જોઈએ.

૫. હિંદુસ્તાનમાં ફળઝાડોની પેદાશ પર જોઈએ તેટલું ધ્યાન આપવામાં આવ્યું નથી. એ વિષય પર ખાસ લક્ષ અપાવું જોઈએ.

૬. ખેતીની આબાદી માટે ગોચરોની સગવડ પણ આવશ્યક છે. પ્રજાને ઢોર રાખવાં પાલવે એ રીતે ખેતીની તથા જંગલખાતાની નીતિ હોવી જોઈએ, અને ઢોરના ખોરાક માટે ખાસ પ્રકારની ખેતી પણ થવી જોઈએ.

૭. ખેતી તેમ જ સર્વે ઉદ્યોગોની બાબતમાં ઉદ્યમની હાલની દૃષ્ટિ જ ભૂલભરેલી છે. મહેસૂલ, કર, કરજ વગેરે ભરવાનાં છે એ ચિંતા માણસને ન હોય તો પોતે ઉદ્યમથી જે પદાર્થો નિર્માણ કરે તેમાં શું વેચીને વધારેમાં વધારે કિંમત મેળવી શકશે એ દૃષ્ટિ તે રાખતો ન હોય, પણ પોતાને, પોતાના કુટુંબને અને પોતાના ગામ કે સમાજને કઈ વસ્તુઓની કેટલી જરૂર પડશે એ દૃષ્ટિએ ઉદ્યમ કરતો હોય.

૮. એ રીતે એ આવશ્યક જથામાં ધાન્ય અને ઘાસ પોતા પાસે રહે એની પહેલી ચિંતા કરે; કેવળ વધારે ભાવ પર દૃષ્ટિ રાખી કપાસ, તેલીબિયાં, તમાકુ, વગેરેના ઢગલા ઉત્પન્ન કરવા ન બેસે.

૯. વધારે ભાવ મેળવવાના લોભથી થતી વેપારી ખેતીથી ખેડૂતને વધારે લાભ તો છેવટે થતો જ નથી. એક બાજુથી આવેલા પૈસા બીજી બાજુથી ચાલ્યા જાય છે. પણ એથી નૈતિક નુકસાન તો ઘણું થાય છે. પોતે જે ખેતી કરે છે, તેથી પોતાની તેમ જ બીજી પ્રજાઓની શારીરિક, માનસિક

તથા નૈતિક હાનિ કેટલી થાય છે, તેનો વિચાર કરવાની એની કર્તવ્યબુદ્ધિ જ હણાઈ જાય છે. તમાકુ, અફીણ વગેરેની ખેતી એના દાખલા છે.

## ૨

## સહયોગી ઉદ્યોગો

૧. હિંદુસ્તાનમાં ખેતી ઘણાંક કુદરતી જોખમોને અધીન છે. એને પહોંચી વળવાને ઉપાયો યોજવામાં આવે તોયે ઘણે અંશે એ સ્થિતિ રહેવાની જ. વળી એ બારે માસનો ધંધો બની શકતી નથી. મોસમ દરમ્યાન પણ એના પર એકસરખો શ્રમ કરવો પડતો નથી. છૂટક છૂટક દિવસોએ એમાં ઘણા કામ કરનારાની જરૂર પડે છે, અને વચલા કાળમાં માલિક અને તેના ઘરનાં માણસો પણ નવરાં રહે છે. આથી, હિંદુસ્તાનમાં ખેતી અને ઉદ્યોગને એકબીજાથી સાવ અલગ પાડી શકાય નહિ; પણ ખેતીની સાથે કોઈ પણ બીજો સહયોગી ઉદ્યોગ હોવો જ જોઈએ.

૨. સહયોગી ઉદ્યોગમાં નીચેની અનુકૂળતાઓ હોવી જોઈએ :

(क) એ મુખ્ય ધંધાને (દા. ત. ખેતીને) અનુકૂળ થઈને રહેનારો જોઈએ. એને માટે ખેતી બગાડવી પડે એમ ન બનવું જોઈએ.

(ख) આથી મુખ્ય ધંધાને માટે મજૂરીની જરૂર પડતાં એ ધંધો નુકસાન થયા વિના ઊંચો મૂકી શકાય એવો જોઈએ, અથવા ધ્યાન આપ્યા વિના એનું કામ ચાલી શકવું જોઈએ.

(ग) વળી એ ધંધો નોકરિયાત નહિ પણ સ્વતંત્ર મજૂરીનો હોવો જોઈએ.

(घ) ઉપલાં જ કારણસર એ ધંધામાં યંત્ર કે માલ માટે નિર્ધન પ્રજાની શક્તિ ઉપરાંત થાય એટલી મૂડીના રોકાણની જરૂર ન હોવી જોઈએ.

(च) એ ખેતર પાસે જ એટલે પોતાના ઘરમાં અથવા ગામમાં જ થઈ શકવો જોઈએ.

(छ) કરોડોને સૂચવવો હોય તો એ ધંધો એવો હોવો જોઈએ કે એ ધંધાનો માલ સહેજે ખપી જઈ શકે; એટલે, એ વસ્તુ સાર્વજનિક ખપની હોવી જોઈએ.

(ज) તેમ જ કરોડોની દૃષ્ટિએ, એ ધંધાની વ્યવસ્થા કરવા માટે, પ્રમાણમાં, ઝપાટાથી, સહેલાઈથી અને કરકસરથી તંત્ર ઊભું કરવું શકય હોવું જોઈએ.

(झ) વળી, કરોડોની દૃષ્ટિએ, એ ઉદ્યોગ અભણ, ઓછી બુદ્ધિના, ઓછી શારીરિક શક્તિના, નાનામોટા સર્વે પ્રકારના માણસોથી થઈ શકે એવો હોવો જોઈએ.

(ट) છતાં એ એવો ન જોઈએ કે જેથી કારખાનાની જેમ એ ધંધો માણસને—કામ દરમ્યાન—જડ યંત્ર જેવો, આનંદરહિત અને રસહીન તથા—કામ બાદ—કંટાળેલો અને થાકેલો કરી મૂકે.

૩. એ સહયોગી ઉદ્યોગોમાં રેંટિયો અને ગોપાલન પ્રમુખસ્થાન લે છે. એ બંને ઉદ્યોગો પ્રાચીન કાળથી ખેતીની સાથે જ જોડાયેલા છે, અને લાંબા કાળના અનુભવની કસોટીમાંથી પાર પડ્યા છે.

૪. જેમ તાર, ટપાલ, આગગાડી એ અખિલ ભારતીય ખાતાં ગણાય છે, તેમ રેંટિયા અને ગોપાલનનું મહત્ત્વ અખિલ ભારતીય છે. મોટા પ્રમાણ પર તથા ઘણામાં ઘણા માણસોને સહેલાઈથી અને સગવડથી રોકી શકાય એવા એ જ ધંધા છે.

૫. એ બે ધંધાઓનો વિશેષ વિચાર જુદાં પ્રકરણોમાં થશે. પણ ગોપાલન કરતાં રેંટિયાનું મહત્ત્વ એ રીતે છે કે ગોપાલનનો ધંધો થોડીઘણી જમીન અને મૂડીની અપેક્ષા રાખે છે. આથી, પોતાની જમીન ધરાવનાર ખેડૂતનો એ સહયોગી ધંધો થઈ શકે, પણ માત્ર ખેતીની મજૂરી પર ગુજરાન ચલાવનારા લાખ્ખોને એ એટલો અનુકૂળ નથી. વળી, ગોપાલન એ ખેતી સિવાય સ્વતંત્ર ધંધો પણ થઈ શકે છે અને રેંટિયો એ બંને સાથે ચાલી શકે છે; તેમ જ ગોપાલન અને રેંટિયા બંને એકીસામટા ખેડૂતના સહયોગી ધંધા પણ થઈ શકે છે.

૬. રેંટિયા પર ભાર મૂકવામાં રેંટિયા સિવાય બીજો કોઈ સહયોગી ઉદ્યોગ ન હોવો જોઈએ એવો આશય નથી. સ્થાનિક પરિસ્થિતિ અનુકૂળ હોય અને રેંટિયા કરતાં વધારે નફો આપવાવાળો સહયોગી ધંધો ત્યાં થઈ શકે એમ હોય, તો રેંટિયાને બદલે કે તે ઉપરાંત તેને પણ સ્થાન હોય.

સ્થાનિક રાજતંત્ર તથા પ્રજાતંત્રની તે પર લક્ષ આપી તેને ખીલવવાની ફરજ છે.

૭. આ બાબતમાં સામાન્યપણે એમ કહી શકાય કે જે ગામમાં જે કાચો માલ નીપજે તે માલને સંઘરવા, વેચવા અને વાપરવા યોગ્ય કરવા માટે જે ક્રિયાઓની જરૂર હોય તે ક્રિયાઓ પણ ત્યાં જ, એટલે કાચો માલ નિર્માણ કરનારને ત્યાં જ થવી જોઈએ. દા. ત., પરદેશ અથવા શહેરમાં ડાંગર જતી નથી, પણ ચોખા જાય છે અને તે જ ખાઈ શકાય. ઘઉંને બદલે લોટ પણ મોટા પ્રમાણમાં જાય છે, અને લોટની બનેલી રોટી, બિસ્કિટ વગેરેનો વપરાશ પણ સારી પેઠે છે; શેરડીમાંથી ગોળ કે સાકર કરીને જ વાપરી શકાય. તેલીબિયાંનું તેલ જ ઉપયોગમાં લેવાય; કપાસનો ઉપયોગ કાપડ દ્વારા જ થાય. ચામડું કેળવી તેની અનેક વસ્તુઓ જ વપરાય. માટે ડાંગર ખાંડવાના, લોટ દળવાના, રોટી, બિસ્કિટ બનાવવાના, ગોળ અને સાકર બનાવવાના, તેલ પીલવાના, વણાટના, ચમાર તથા મોચીકામના વગેરે ધંધા ગામડાંમાં જ ચાલવા જોઈએ, અને તે ધંધા ખેડૂતના કે ગામડિયાના સહયોગી ઉદ્યોગો થઈ શકે. આવા બીજા અનેક ધંધાઓ ગણાવી શકાય.

૮. આવા ધંધા સહયોગી ઉદ્યોગ તરીકે ચાલે તો ખેડૂતને અનેક પ્રકારના લાભ થાય: દા. ત., ભાતની કુશકી, ઘઉંનું થૂલું, શેરડીની છાલ અને કૂચા, તેલનો ખોળ, કપાસિયા, સૂતરનો વધારો વગેરે વસ્તુઓ એના ઢોરના ઉપયોગમાં આવે, અથવા ખાતર બને, અથવા એમાંથી બીજા ધંધાઓ પણ થઈ શકે.

# ૩

# 'સો ટકા સ્વદેશી'

૧. સ્વદેશી માલને ઉત્તેજન આપવાની જરૂર છે. સ્વદેશીધર્મના પાલનમાં જ એ આવી જાય. પણ સ્વદેશી માલને ઉત્તેજન મળે એ હેતુથી જે ચળવળ ચલાવવામાં આવે, તેમાં ઘણો વિવેક વાપરવાની જરૂર છે.

૨. એવા વિવેકને અભાવે સ્વદેશીને નામે એક પ્રકારનું જાણ્યેઅજાણ્યે ધતિંગ ચાલે છે, ઘણા કાર્યકર્તાઓની શક્તિ એળે જાય છે, અને આત્મપ્રતારણા થાય છે.

૩. જે વસ્તુના પ્રચાર માટે ખાસ મદદ કરવાની જરૂર નથી કે જેને જાહેરખબરની જરૂર નથી તેવી વસ્તુનાં જાહેર કાર્યકર્તાઓએ પ્રદર્શન ગોઠવવાની જરૂર ન હોય. કારણ, એથી કિંમત વધી જાય અથવા એકબીજાની સાથે હરીફાઈ કરનારી ધીકતી પેઢીઓ વચ્ચે ન ઇચ્છવાજોગ રસાકસી વધે.

૪. દાખલા તરીકે, કાપડની, ખાંડની કે ચોખાની મિલોને એવી મદદની જરૂર ન ગણાય. એ જ ન્યાય, ઘણે અંશે કાગળની દેશી મિલો, તેલની મિલો, વિલાયતી દવાઓનાં દેશી કારખાનાંઓ, સાબુનાં કારખાનાંઓ, દંતમંજન, બ્રશ, વગેરેનાં કારખાનાં, ચામડાંનાં મોટાં કારખાનાં વગેરેને લાગુ પડે.

૫. આનો અર્થ એ નથી કે પરદેશી કાપડ, ખાંડ, ચોખા, કાગળ, તેલ, દવાઓ, સાબુ, દંતમંજન, બ્રશ વગેરે વાપરવાને હરકત ન હોય. પરદેશીના હુમલા સામે ઊભા રહેવાની તેની શક્તિ ન હોય તો તેને પૂરેપૂરી મદદ મળવી જોઈએ, અને જેઓને એવી વસ્તુઓ વાપરવી જ છે તેમણે તેને જ પસંદગી આપવી જોઈએ.

૬. પણ જેને માટે આજે સ્વદેશી ચળવળની જરૂર છે તે આ વસ્તુઓ નથી. જરૂર તો આજે ગ્રામઉદ્યોગોને રક્ષણ આપવાની છે. એટલે કે ખાદી, ગોળ, ગામઠી ખાંડ, હાથે ખાંડેલા ચોખા, ગામઠી કાગળ, બળદની ઘાણીનું તેલ, ગામડાંનાં વસાણાં, અરીઠાં, ચિકાખાઈ, દાતણ, ગામઠી સાવરણી, સાદડી, ટોપલા, દોરડાં, જાજમ, ચામડાની બનાવટો વગેરે સેંકડો ગામડાંના ઉદ્યોગો, જે ઉત્તેજનને અભાવે મરી ગયા છે કે મૂઆને વાંકે જીવે છે, તેમને સજીવન કરવાની છે.

૭. આ બાબતમાં શહેરીઓએ અને ભણેલાઓએ ગામડાંઓ પ્રત્યે અક્ષમ્ય બેદરકારી બતાવી છે.

૮. થોડાંક વરસ પહેલાં ગામડાંના લોકો પોતાના રોજના વાપરની અનેક વસ્તુઓ જાતે બનાવી લેતા એટલું જ નહિ, પણ નાના કસબાના રહેવાસીના રોજના વાપરની એવી ઘણી ચીજો હતી જેને માટે તેઓ ગ્રામવાસી પર આધાર રાખતા. તેને બદલે હવે તે વસ્તુઓ તેઓ શહેરોમાંથી કે પરદેશમાંથી મંગાવે છે, અને જે ઉદ્યોગો ગ્રામવાસીના બાપદાદા પેઢી દર પેઢી કરતા તે બંધ થઈ ગયા છે. પણ શહેરીઓએ તથા ભણેલાઓએ તે વિષે કશી ચિંતા જ કરી નથી.

૯. આથી આજનો ગ્રામવાસી કંગાલિયત, પરાવલંબન ને બેદીપણાની દશામાં આવી પડ્યો છે. એનામાં પચાસ વરસ પહેલાંના ગ્રામવાસીથી અડધા ભાગની પણ બુદ્ધિ કે આવડત રહી નથી. ગામડાંના કારીગરમાં પણ ગામડાંની બાકીની વસ્તીના જેવી જ અબુદ્ધિ અને અણઆવડત આવી ગઈ છે.

૧૦. જે ક્ષણે ગ્રામવાસીઓ પોતાનો બધો ફુરસદનો વખત કંઈક ઉપયોગી કામ કરવામાં ગાળવાનો નિશ્ચય કરશે, અને શહેરવાસીઓ એ ગામડાંમાં બનેલી ચીજો વાપરવાનો સંકલ્પ કરશે તે ક્ષણે ગ્રામવાસી અને શહેરવાસી વચ્ચેનો જે સંબંધ તૂટી ગયો છે તે પાછો બંધાશે.

૧૧. આ કામમાં દેશભક્તોની એક મોટી સેના ખપમાં આવી જાય એમ છે. જેટલા સ્વદેશી સંઘો કામ કરી રહ્યા છે એ બધાને પહોંચે એટલું અને એથીયે વધારે કામ માટે વિશાળ ક્ષેત્ર પડેલું છે. એમાં અગણિત ઉદ્યોગો વિષે ખરી માહિતી ભેગી કરવાનું, અનેકને વિષે શોધખોળ કરવાનું અને અનેક પ્રકારના કારીગરોના હિતમાં રસ લેવાનું રહે છે. એથી અનેક માણસો જે આજે ધંધા વિના ભૂખે મરે છે તેમને પ્રામાણિકપણે ને આબરૂભેર કામ કરી ગુજારો મેળવવાનું સાધન મળી રહેશે.

૧૨. આ સાચું, સફળ અને સો ટકા સ્વદેશી છે.

# ૪

## વિશેષ ઉદ્યોગો

૧. સમાજનો નિર્વાહ અને તેની સમૃદ્ધિ તથા તેની ઉન્નતિ સારી રીતે થાય તે માટે ખેતી કે વસ્ત્રના ઉદ્યોગ ઉપરાંત બીજા પણ અનેક પ્રકારના ઉદ્યોગોની જરૂર પડે છે. જેમકે ધાતુઓ, કોલસો, ઘાસતેલ વગેરે ખાણો અને ખનીજ પદાર્થોને લગતા; મીઠું, માછલાં વગેરે દરિયાઈ પદાર્થોને લગતા; લાકડું, લાખ, રબર, ઓસડો વગેરે જંગલના પદાર્થોને લગતા.

૨. ખેતી અને વસ્ત્રના જેટલા આ ધંધા જીવનનિર્વાહ માટે અનિવાર્ય ન હોય, તોયે આજના સામાજિક જીવનમાં એ ઉપેક્ષા ન કરી શકાય એવા ઉદ્યોગો છે.

૩. એ ઉદ્યોગોમાં પ્રજાનો મોટો ભાગ રોકાતો નથી, છતાં એમાંથી નિર્માણ થતા પદાર્થોની દરેકને જરૂર પડે છે; એટલે એના ઉપભોગ પરત્વે એ ઉદ્યોગોમાં સમસ્ત પ્રજાનો સ્વાર્થ છે.

૪. એ ઉદ્યોગો આખા દેશમાં નથી ચાલતા, પણ સ્થાનિક જ રહે છે.

૫. તેમાંથી માછલાં પકડવાના અને મીઠું પકવવાના ધંધા ખેતી અને રેંટિયાની હારના છે. તેની બાબતમાં આર્થિક નીતિ જેવી ખેતી કે રેંટિયા વિષે હોય તેવી જ હોવી જોઈએ. જેમ સૂતર કાંતવાનો દરેક ખેડૂતનો હક ગણાય, તેમ મીઠું પકવવાનો દરેક દરિયાઈ પરજનો હક સમજવો જોઈએ.

૬. ઉપરના બીજા ધંધાઓ, ઘણુંખરું, મોટી મૂડી, વિશેષ પ્રકારની આવડત, કુશળ વ્યવસ્થા, વિશાળ સ્વરૂપ વગેરેની અપેક્ષા રાખે છે. આવા ધંધાઓ ખાનગી સાહસથી થાય કે રાજ્યની સીધી દેખરેખ નીચે થાય, એના ઉપર રાજ્યનો નીચે મુજબ અંકુશ હોવો જોઈએ :

(क) એમાંથી બનતા સાર્વજનિક વપરાશના પદાર્થોનો ઉપભોગ સસ્તામાં સસ્તી કિંમતે પ્રજાને મળવો જોઈએ;

(ख) એ પદાર્થો સારામાં સારી બનાવટના અને ટકાઉ થવા જોઈએ;

(ग) ખાનગી સાહસથી એ ધંધા ચાલતા હોય તો એના નફા અને કિંમત ઉપર રાજ્યનો અંકુશ હોવો જોઈએ;

(घ) એમાં રોકાતા મજૂરોની સુખાકારીની રાજ્યે ખાસ ચિંતા રાખવી જોઈએ;

(च) એ પૈકી જે ઉદ્યોગો નાના પાયા પર અને થોડી મૂડીથી તથા ગૃહઉદ્યોગ તરીકે ચાલી શકે એમ હોય, તેમને વિશાળ ઉદ્યોગનું સ્વરૂપ આપવાની બાબતમાં એવી મર્યાદા મુકાવી જોઈએ કે એને લગતાં વિશાળ કારખાનાં તેના

ગૃહઉદ્યોગનો નાશ કરનારાં ન થાય, તથા ગૃહઉદ્યોગમાં થઈ શકે એવી જાતના પદાર્થો ઉત્પન્ન કરવાની વિશાળ કારખાનાંને મનાઈ હોવી જોઈએ.

૭. કાપડનાં કારખાનાં પણ, ચાલુ રહે ત્યાં સુધી ઉપરના નિયમનને વશ હોય.

## ૫

## હાનિકર ઉદ્યોગો

૧. દારૂ, તાડી, અફીણ, ભાંગ, ગાંજો, તંબાકુ, દારૂગોળા, શસ્ત્રો વગેરે જેવા પ્રજાની નીતિ અને આરોગ્યનો નાશ કરવાવાળા ઉદ્યોગો — રાજ્યે ખાનગી રીતે ન ચાલવા દેવા જોઈએ; અથવા સખત અંકુશ તળે જ ચાલવા દેવા જોઈએ.

૨. એ ચલાવવામાં રાજ્યની નીતિ તેમાંથી આવક કરવાની નહિ, પણ વૈદકનાં કે બીજાં કારણસર જેટલી એ પદાર્થોની આવશ્યકતા હોય તેટલા જ પ્રમાણમાં તેની ઉત્પત્તિ કરવાની અને તેને પ્રજામાં પહોંચાડવાની દૃષ્ટિવાળી હોવી જોઈએ.

૩. એવા પદાર્થોનો દેશાન્તરનો વેપાર પરદેશી રાજ્યોની ઇચ્છાને અધીન રહીને જ ચાલવા દેવો જોઈએ.

૬

# ઉપયોગી ધંધાઓ

૧. સામાજિક જીવનમાં ઉદ્યોગો ઉપરાંત બીજા પણ કેટલાક ઉપયોગી કામો કરનારાઓની જરૂર પડે છે: જેમ કે, શિક્ષક, સિપાઈ, વકીલ, ન્યાયાધીશ, અમલદાર, દાક્તર, દુકાનદાર, સફાઈદાર (ભંગી વગેરે), કારકુન ઇત્યાદિ.

૨. આ ધંધાદારીઓ સીધી રીતે ઉપભોગના કોઈ પદાર્થો ઉત્પન્ન કરતા નથી, પણ આડકતરી રીતે પદાર્થોની ઉત્પત્તિ તથા ઉપભોગમાં તેમ જ અનર્થકારી પદાર્થોનો યોગ્ય નિકાલ કરવામાં તેમની જરૂર પડે છે.

૩. આવા ધંધાદારીઓને નિભાવવા માટે સમાજ પર જે બોજો પડે છે, તે વ્યવસ્થાખર્ચ કહી શકાય. આથી એ ધંધાદારીઓનું પ્રમાણ અને એને અંગે પડતું વ્યવસ્થાખર્ચ, પ્રજાસંખ્યા અને પ્રજાની સમૃદ્ધિના પ્રમાણમાં મર્યાદિત હોવું જોઈએ.

૪. આ ધંધાઓ સેવાવૃત્તિથી થવા જોઈએ, કમાવાની અને શ્રીમંત થવાની વૃત્તિથી નહિ. આથી, સમાજની

સ્થિતિ અને સમૃદ્ધિની મર્યાદાના પ્રમાણમાં, એક બાજુથી એ ધંધો કરનારાઓને એટલું સ્થિર મહેનતાણું આપીને નિશ્ચિંત કરવા જોઈએ કે જેથી તેમનો જીવનનિર્વાહ ચાલે; અને બીજી બાજુથી એમણે એટલેથી સંતોષ માનવો જોઈએ તથા એ રીતે મળતા મહેનતાણા ઉપરાંત કશી કમાણી ન કરતાં પોતામાં જે કાંઈ આવડત હોય તેનો સમાજને વધારમાં વધારે લાભ આપવો જોઈએ.

૫. આવી મર્યાદામાં રહીને જો આ ધંધાઓ ચાલે તો તે સમાજનો સર્વોદય કરવામાં મદદગાર થાય, અને એ ધંધાઓમાં પડવા માટે અઘટિત લાલસા અને તેને અંગે લેવામાં આવતી કુટિલ યુક્તિઓને કારણ ન રહે.

૬. જેને પૈસો ભેગો કરવો છે, જમીન, ઘર, ઘરેણાં જોઈએ છે, વસ્તાર વધારવો છે તેને માટે ઉદ્યોગો જ આકર્ષક દ્વાર હોવું જોઈએ, અને ઉદ્યોગોમાં એને માટે સગવડ હોવી જોઈએ. એવી વૃત્તિના લોકોને આ પ્રકરણમાં ગણાવેલા ધંધાઓ અનુકૂળ ન લાગે એવી રીતની આ ધંધાઓની કમાણીની મર્યાદા રાખવી જોઈએ.

૭. એથી ઊલટું, જેને મર્યાદિત પણ સ્થિર અને નિશ્ચિંત નિર્વાહ મેળવવો છે અને સેવા કરવી છે, તેને માટે આ ધંધાઓનું દ્વાર ઉઘાડું હોય. આથી આવા ધંધાઓમાં પ્રવેશ કરવા માટે તે ધંધાની આવડત ઉપરાંત ચારિત્ર્યનું વધારે ઊંચું ધોરણ હોય.

# ૭

# લલિત કળાઓ

૧. સંગીત, કથાવાર્તા, ચિત્રકળા, નૃત્ય, નાટક, સિનેમા વગેરે લલિત કળાઓ જો મર્યાદામાં રહે તો તે પ્રજાને નિર્દોષ મનોરંજન, જ્ઞાનપ્રાપ્તિ તથા ભાવનાવિકાસનાં સાધન બને; જો મર્યાદાને છોડી જાય, તો એ દારૂ, અફીણ જેવાં હાનિકર વ્યસનો થાય.

૨. સામાન્ય રીતે આવી કળાઓને નિર્વાહનો ધંધો કરવો ન જોઈએ, પણ દરેક માણસ પોતાના નિર્વાહના ધંધા ઉપરાંત આવી એકાદ કળામાં રસ લઈ શકે એટલી એને કેળવણી આપવી જોઈએ.

૩. આ કારણથી પ્રજાનાં મનોરંજન વગેરે માટે આવી કળાઓનાં પ્રદર્શન કે જલસા પ્રજાએ પોતાના ઉત્સાહથી જ બિનધંધાદારી મંડળો રચી ગોઠવવાં જોઈએ.

૪. આવી કળાઓનો શોખ અમર્યાદ, અનીતિ તરફ વાળનારો, કે હાનિકર ન થાય, તે માટે તેવાં પ્રદર્શનો અને જલસાઓ ઉપર અંકુશ અને દેખરેખ હોવાં જોઈએ.

૫. ઉપર સામાન્ય વલણ બતાવ્યું. છતાં, આવી કળાઓમાંથી નિર્વાહ પ્રાપ્ત કરવાની મનાઈ કરવી વ્યવહારુ રીતે શક્ય અને હિતકર ન થાય એવોયે સંભવ છે. આથી, પોતાની શક્તિ હોય ત્યાં ગ્રામપંચાયતોએ આવી કળાઓનો નિર્દોષ, જ્ઞાનપ્રદ અને સદ્‌ભાવપોષક ઉપભોગ પ્રજાને મળી શકે તેવી વ્યવસ્થા કરવી, અને તે માટે પાછલા પ્રકરણમાં ઉપયોગી ધંધાઓ વિષે સૂચવ્યું તે મુજબ — સમૃદ્ધિની મર્યાદામાં રહી તેવા ધંધા કરનારાઓને નિશ્ચિત નિર્વાહ બાંધી આપવો, અને એ પ્રકરણમાં જણાવ્યા પ્રમાણેના ચારિત્રવાળા માણસો મેળવવા — એ તેમની એક ફરજ હોવી જોઈએ.

૬. જે સ્વતંત્રપણે એવા ધંધાઓ કરવા ઇચ્છે તેમના પર નીતિનું નિયમન હોય, અને તે ઉપર પરવાના, ખાસ કર વગેરેનાં બંધનો પણ હોઈ શકે.

૭. આવી કળાઓનાં યોગ્ય પોષણ અને વૃદ્ધિ માટે રાજ્ય તરફથી, અનુકૂળતાએ, ખાસ લાયકાત ધરાવનારા માણસોને ઉત્તેજન આપી શકાય. તેમાં જો તારતમ્યનો ભંગ ન થતો હોય તો એમ કરવું યોગ્ય ગણાય.

૮. દરેક કારીગર પોતાના ધંધામાં કળાવૃત્તિ દર્શાવે તે ઉત્તેજનપાત્ર ગણાય, અને તેવી રીતે કળાને પોષવા રાજ્યે પ્રથમ લક્ષ આપવું ઘટે.

# ખંડ ૮મો : ગોપાલન

## ૧

## ધાર્મિક દૃષ્ટિ

૧. હિંદુધર્મમાં ગોપાલનને ધાર્મિક મહત્ત્વ આપવામાં આવેલું છે, અને ગોવધને મહાપાપ ગણવામાં આવ્યું છે, તથા રાજાઓ અને વૈશ્યોના ઉપર ગોરક્ષાની ખાસ ફરજ નાખવામાં આવી છે. આને લીધે એ કાર્ય નિમિત્તે લાખો રૂપિયાનો ધર્માદો આપવામાં આવે છે. છતાં યોગ્ય દૃષ્ટિને અભાવે દુનિયાના ગોભક્ષક દેશો કરતાંયે હિંદુસ્તાનમાં ઢોરોની હાલત વધારે દયાજનક છે.

૨. ગોપાલનને અંગે ધાર્મિક દૃષ્ટિમાં નીચે મુજબ વિકાસ થવાની જરૂર છે:

(क) અપંગ અને નબળાં ઢોરોનું પાલન કરવું એટલું જ ગોપાલનનું ક્ષેત્ર નથી. પણ ગાય અને બળદની જાતોને સુધારી ગાયને વધુ સત્ત્વવાળું અને પુષ્કળ દૂધ દેનારી કરવી, તથા બળદની જાત સુધારવી એ પણ ગોપાલનધર્મનો ભાગ છે.

(ख) આથી પાંજરાપોળો લોકોને ગોપાલનનો પદાર્થપાઠ આપે એવી આદર્શ ગોશાળાઓ હોવી જોઈએ. એની કોઢો, એનાં ઘાસ, દાણો વગેરે આપવાની પદ્ધતિ, પરિણામોની નોંધ વગેરેમાં શાસ્ત્રીય ચોકસાઈ અને અભ્યાસ દેખાવાં જોઈએ.

(ग) ઢોરની ઓલાદ સુધારવા માટે ગામની પ્રજાને લાભ મળે એવી રીતે સારા આખલાનું પાલન પાંજરાપોળો તરફથી થવું જોઈએ.

(घ) પાંજરાપોળોમાં ચર્માલય વિભાગ પણ હોવો જોઈએ, અને મૂએલાં ઢોરોનાં હાડમાંસ તથા ચામડાંનો ઉદ્યોગ કરવો એ પ્રત્યે ઘૃણાદૃષ્ટિ રાખવાને બદલે કર્તવ્યદૃષ્ટિ હોવી જોઈએ. મૂએલાં ઢોરોનાં હાડમાંસ તથા ચામડાંનો ઉપયોગ ન થવા દેનાર માલિક ઢોરોની કતલને ઉત્તેજન આપે છે એ સમજાવું જોઈએ અને, તેથી, જીવદયાધર્મીએ મૂએલાં ઢોરનાં જ હાડમાંસ તથા ચામડાંનો સદુપયોગ કરવાનો આગ્રહ રાખવો જોઈએ.*

(च) જીવતાં ઢોર કરતાં કતલ કરેલું ઢોર વધારે કીમતી ગણાય એ સ્થિતિ ધાર્મિક દૃષ્ટિએ ભયાનક છે એમ વિચારી જીવતાં ઢોરનું આર્થિક મહત્ત્વ વધારવા પ્રયત્ન કરવો એ ધાર્મિક ફરજ લાગવી જોઈએ.

* હાડમાંસનો ઉપયોગ એટલે ખાવા માટે એવો અર્થ કોઈ નહિ જ કરે. પણ તેનાં ખાતર તથા બીજી ઉપયોગી વસ્તુઓ બનાવવી તે.

(छ) બળદને ખસી કરવી અનિવાર્ય છે એ સમજી લઈ તેની દુઃખરહિત શાસ્ત્રીય પદ્ધતિ જાણીને તેની યોજના પાંજરાપોળોમાં કરવી જોઈએ.

(ज) જ્યારે પ્રાણીને એવા પ્રકારનું કષ્ટ થતું હોય કે એને અપંગ થઈનેયે બચવાની આશા ન હોય અને માત્ર વેદના જ લંબાતી હોય ત્યારે એનો પ્રાણ છોડાવવાનો દુઃખહીન ઉપાય લેવો એ દયાધર્મ છે એ વિચાર સ્વીકારવો જોઈએ.

२

# ઇતર પ્રાણીઓનું પાલન

૧. ગો શબ્દમાં સામાન્ય રીતે પ્રાણીમાત્રનો સમાવેશ થાય છે એ સાચું છે. છતાં, એના વ્યવહારમાં — અહિંસાની દૃષ્ટિએ પણ — કેટલોક વિવેક કરવાની જરૂર છે. વિવેક વિનાનું પ્રાણીઓનું પાલન પરિણામે હિંસાને જ પોષે છે.

૨. એવા વિવેકને અભાવે ભેંસનાં દૂધઘીનો ઉપયોગ ગાય અને ભેંસ બંનેની હિંસા વધારનારાં નીવડ્યાં છે. એનાં કારણો :

(क) ભેંસ એ પાણી અને ઠંડકમાં રહેનારું પ્રાણી હોવાથી, ગરમી અને સૂકા પ્રદેશોમાં એને રાખવામાં એની ઉપર ક્રૂરતા થાય છે;

(ख) પાડાનો ઉપયોગ કરી શકાતો ન હોવાથી એનો વધ થાય છે;

(ग) બળદ માટે ગાયનું પાલન અને દૂધ માટે ભેંસનું પાલન થતું હોવાથી, ભેંસની જેમ ગાયનું પાલન લાભદાયી થતું નથી; તેથી એને વધારે દુધાળી કરવા પ્રયત્ન થતો નથી અને એની કતલને ઉત્તેજન મળે છે.

૩. આ કારણથી ભેંસનાં ઘીદૂધનો ત્યાગ કરી ભેંસને પાળવાનું બંધ કરવું ઘટે છે. આનો અર્થ ભેંસોની કતલ કરાવવી એવો થતો નથી, પણ ભેંસોની વૃદ્ધિ અટકાવવી એ થાય છે.

૪. એ જ પ્રમાણે વિવેકથી વિચારતાં રખડતાં કૂતરાંને ખવાડવાનો ધર્મ ભૂલભર્યો છે. કૂતરાને ચાહનાર માણસે રીતસર તેને પાળી તેની બધી જાતની કાળજી લેવી જોઈએ, પણ રસ્તા ઉપર રખડતાં કૂતરાંને ખવાડી એમને રસ્તામાં વધવા દેવામાં એમની રિબામણ અને જાતીય અધોગતિ થાય છે, બીજી પ્રજાને અગવડ થાય છે અને હડકવાનો ભય વધે છે.

૫. વાંદરાં, કબૂતર, કીડી વગેરે જીવોને ખવાડવાનો ધર્મ તો એથીયે વિશેષ ભૂલભરેલો છે. જે પ્રાણીઓનું જીવન મનુષ્ય ઉપર અવલંબિત નથી અને જેમનો મનુષ્યને ઉપયોગ નથી તેમને પોષવામાં અવિચારીપણું છે, અને તેથી, છેવટે પોતાની મુશ્કેલીઓ તેમ જ તે પ્રાણીઓની હિંસા બંને વધે છે.

૬. જેઓ જૈન કે વૈષ્ણવોની પ્રાણી પ્રત્યેની અહિંસા-ધર્મની દૃષ્ટિ માનતા નથી તેમને હાથે, ઉપલા ઉપદ્રવોને લીધે, તેવાં પ્રાણીઓનો વારંવાર વધ થાય એમાં આશ્ચર્ય નથી. આવા પ્રાણીવધ માટે એમને ખવાડવાનો ધર્મ સમજનાર વર્ગ જ ઘણે અંશે જવાબદાર હોવાથી તેવે પ્રસંગે તેમનો રોષ અસ્થાને છે.

૩

# પ્રાણીઓ પ્રત્યે ક્રૂરતા

૧. પ્રાણીનો એક ઘાથી વધ કરી નાખવા કરતાં તેના પ્રત્યે ક્રૂર વર્તન રાખવામાં ઓછી હિંસા નથી. એવી હિંસા હિંદુઓમાં સારી પેઠે થાય છે.

૨. ફૂંકારવાની ક્રિયા, પરોણા મારવો, હદ કરતાં વધારે ભાર મૂકવો, પૂરો ખોરાક ન આપવો, પૂંછડાં આમળવાં, ખોરાક માટે રખડતાં મૂકી દેવાં, ઈજા પામેલાં અંગોની માવજત ન કરવી, કામને માટે નાલાયક થાય ત્યારે તેમને હાંકી મૂકવાં, કહોવડાવીને ખસી કરવી વગેરે રીતો અમાનુષી અને ક્રૂર છે.

૩. એને પરિણામે હિંદુસ્તાનનાં ગાય, બળદ, ભેંસ, ઘોડા, ગધેડાં, કૂતરાં, બિલાડાં વગેરે સર્વે પ્રાણીઓ કંપારી છૂટે તેવી સ્થિતિમાં જીવે છે.

# ૪

## ગોવધ

૧. હિંદુઓની ધાર્મિક દૃષ્ટિના સંતોષાર્થે જ નહિ, પણ હિંદુસ્તાનની આર્થિક દૃષ્ટિએ પણ ગોવધની મનાઈ હોવી જોઈએ.

૨. પણ એવું ન થાય ત્યાં સુધી હિંદુઓએ ધીરજ રાખી સમજાવટ અને સેવાથી એ વધ અટકાવવાના પ્રયત્ન કરવા જોઈએ.

૩. ગોવધ અટકાવવા મનુષ્ય (મુસલમાન)વધ કરવો એ અધર્મ છે.

૪. ગાયની કુરબાની ફરજિયાત નથી એમ સમજી લઈ મુસલમાનોએ ગાયની કુરબાની બંધ કરવી એ પરમ સત્કૃત્ય ગણાય. એનાથી ઊતરતું કૃત્ય એ ગણાય કે, એવો વધ હિંદુઓની લાગણી ન દુઃખાય એવી ખાનગી રીતે કરવો.

૫. હિંદુઓની લાગણી દુભાય એમ જાહેર રીતે ગોવધ કરનાર કે ગાયનું સરઘસ કાઢનાર ધર્મકર્મ કરતો નથી. એવાં આચરણની મનાઈ થવી જોઈએ.

૬. તહેવારને દિવસે કુરબાની કરનાર મુસલમાન કરતાં ખાવા માટે રોજ ગાયની કતલ કરાવનાર અંગ્રેજી રાજ્ય હિંદુઓનો તેમ જ હિંદુસ્તાનનો વધારે દ્રોહ કરે છે.

## ૫

# મૂએલાં ઢોર

૧. પોતાનું પાળેલું ઢોર મરી જાય, ત્યાર પછી તેનાં હાડકાં, માંસ તથા ચામડાંનો ઉપયોગ કરવાની વૃત્તિમાં અનુદારતા રહેલી છે એવી કેટલાક લોકોની ભાવના બંધાયેલી છે. આથી, કાં તો એ ઢોરના કોઈ પણ અંગનો કશો ઉપયોગ કરવામાં આવતો નથી, અથવા ઢેડ કે ચમાર એનો ખોટી રીતે અથવા અધૂરો ઉપયોગ કરે છે. એ એનું માંસ ખાય છે, અને એને ઘસડી જઈ એનું ચામડું બગાડીને ઉતારે છે. એનાં હાડકાં રખડે છે વગેરે.

૨. આ ભાવના છોડવાની જરૂર છે. પોતાના ઢોરને જીવતાં સુધી સારી રીતે પાળવું અને મરે ત્યારે માનપૂર્વક અને રીતસર એને ઉપડાવી યોગ્ય ઠેકાણે લેવડાવવું ઘટે છે. એ પ્રાણી મરીનેયે અનુપયોગી નથી થતું એમ વિચારી જીવતાં એની પ્રત્યે દયાથી વર્તવાની જરૂર છે, અને જેમ જીવતાં એના ઉપકાર લીધા છે, તેમ મૂઆ પછી પણ એના શરીરનો ઉપયોગ કૃતજ્ઞબુદ્ધિથી લેવામાં દોષ નથી.

૩. મૂએલાં ઢોરનો ઉપયોગ કરવામાં ન આવે તો તે આર્થિક દૃષ્ટિએ મોંઘું જ પડે છે. પરિણામે, ઢોરને પાળવું પાલવતું નથી, અને સમૂળગો ગોપાલનનો ધર્મ છોડી દેવાય છે.

૪. મૂએલા ઢોરને ઘસડીને લઈ જવાની રીત ખોટી છે. એથી એનું ચામડું ઘસાઈ જાય છે અને એ ચામડાની કિંમત ઓછી થાય છે. એને કાં તો ઊંચકીને અગર ગાડામાં નાંખીને લઈ જવું જોઈએ.

૫. ચામડું બરાબર ઉતારી લઈ, એનાં હાડકાં, માંસ, વગેરેનું ખાતર બનાવી ઉપયોગ કરવો જોઈએ. એનાં આંતરડાંની પણ ઉપયોગી વસ્તુઓ બને છે.

૬. આ ધંધાના વિકાસને ઘણું સ્થાન છે. એ માટે ભણેલા માણસોએ એને લગતી વિદ્યા શાખી લેવાની જરૂર છે.

# ખંડ ૯મો: ખાદી

## ૧

## રેંટિયાના ગુણો*

૧. સહયોગી ઉદ્યોગ તરીકે રેંટિયામાં જે ગુણો છે તે બીજા એકે ઉદ્યોગમાં નથી. સંક્ષેપમાં તેમને આમ ગણાવાય:

(क) એ સુસાધ્ય છે, તત્કાલ સાધ્ય છે; કારણ:

(૧) એમાં કાંઈ મોટાં હથિયાર-ઓજાર જોઈતાં નથી. રૂ ઘરનું અને ઓજાર પણ ઘરગથ્થુ.

(૨) એમાં ન જોઈએ ભારે બુદ્ધિ કે કુશળતા. અભણ, અપ્પટ ખેડૂત પણ એ સહેજે કરી શકે એમ છે.

(૩) એમાં ન જોઈએ ભારે મહેનત: સ્ત્રીઓ કાંતે, બાળકો કાંતે, ઘરડાં કાંતે, માંદાંયે કાંતે; અને

(૪) એ તો નીવડેલ છે.

---

* તા. ૩૧મી ઑક્ટોબર ૧૯૨૬ના 'નવજીવન'નો લેખ શ્રી. ગ્રેગકૃત 'ખાદીનું વ્યાપક અર્થશાસ્ત્ર'ની પૂરવણીમાં આપેલો છે તેમાંથી.

(ख) કાંતનારને ઘેર બેઠાં ધંધો મળે, હમેશ તેનું સૂતર ખપી શકે, અને ગરીબને ઘેર હમેશ બે પૈસા વધતા જાય.

(ग) વરસાદનીયે એને ગરજ નથી, સુકવણામાં એ ભૂખ્યાનો બેલી થઈ પડે છે.

(घ) એમાં નથી કોઈ ધર્મનો વાંધો કે નથી લોકોને એ ન રુચે એવો ધંધો.

(च) ઘર બેઠાં માણસોને કામ મળે છે, એટલે મિલોના મજૂરોને ખેતી અને ઘર છોડીને ભાગવું પડે છે અને તેનું કુટુંબ છિન્નભિન્ન થાય છે તે ભય આમાં નથી.

(छ) એટલે હિંદુસ્તાનની ગ્રામપંચાયતો જે આજે મૃતપ્રાય થઈ છે તેના ઉદ્ધારની આશા એમાં રહેલી છે.

(ज) જેમ ખેડૂતને તેમ વણકરને એના વિના ચાલે એમ નથી. જે વણકરો આજે હિંદુસ્તાનની ખપતના ત્રીજા ભાગ જેટલું કાપડ વણે છે તે વણકરો એક દિવસ રેંટિયા વિના રખડી પડવાના છે.

(झ) એનો પુનરુદ્ધાર થયો એટલે હજાર ધંધાનો ઉદ્ધાર થશે. સુતાર, લુહાર, પીંજારા, રંગારા—સૌમાં પાછા પ્રાણ આવશે.

(ट) એ જ વસ્તુ એવી છે કે જેથી ધનની અસમાન વિભાગણીમાં સમાનતા આવી શકશે.

(ठ) એથી જ બેકારી જશે. ખેડૂતને ખાલી વખતમાં કામ મળશે એટલું જ નહિ, પણ આજે ભણેલાનાં ટોળેટોળાં કામ વગર ભટકે છે તેમને પણ પૂરતું કામ મળી રહેશે.

એ ધંધાના પુનરુદ્ધારનું કામ એવડું મોટું છે કે વ્યવસ્થા અને સંચાલનને માટે હજારો ભણેલાઓ ખપમાં આવી શકે.

૨. આ ઉપરાંત જ્યાં રેંટિયો પાછો દાખલ થયો છે, ત્યાં તેણે કરેલા અવાન્તર ફાયદાઓ પણ તેના ગુણોમાં ગણાવી શકાય. એ ફાયદા નીચે મુજબ:*

(क) "રેંટિયાએ કેટલાંયે જીવનમાં જીવનપલટો અને હૃદયપલટો કર્યો છે."

(ख) "રેંટિયાને પરિણામે દારૂની બદી જવા લાગી છે અને ખેડૂત કરજમાંથી મુક્ત થવા લાગ્યા છે."

(ग) દુષ્કાળમાં સંકટનિવારણના કામમાં રેંટિયો સફળ નીવડ્યો છે.

---

* આ કંડિકાનો ભાગ સદરહુ પુસ્તકમાં જ આપેલા તા. ૭મી નવેંબર ૧૯૨૯ના 'નવજીવન'માંના લેખમાંથી તારવ્યો છે.

## ૨

# રેંટિયા વિષે ખોટા ખ્યાલો

૧. રેંટિયાને વિષે અનેક ટીકા થાય છે, તેના મૂળમાં રેંટિયા વિષેના અનેક ખોટા ખ્યાલો છે. નીચેના ઉત્તરો પરથી એ ખોટા ખ્યાલો કયા એ સમજાશે.

૨. "રેંટિયો મિલોનો હરીફ નથી. અને થવો શક્ય નથી. પણ મિલો રેંટિયાની હરીફ છે, અને તેટલે અંશે બંધ કરાવવા યોગ્ય છે."

૩. જે સશક્ત માણસને પોતાની પૂરી શક્તિ અને પૂરા સમયના ઉપયોગ પૂરતું કામ મળી રહે છે તેને તે કામ કરતો અટકાવવાનો રેંટિયાનો ઉદ્દેશ નથી.

૪. રેંટિયો સરવાળે દેશનું ધન અવશ્ય વધારે છે, અને પૂરી મજૂરી અપાય તો તેને ચલાવનાર વ્યક્તિને ગુજરાન આપી શકે. પણ રેંટિયાથી કોઈ ધનાઢ્ય થવાની આશા રાખે તો તે ખત્તા ખાશે. આ રેંટિયાની ખામી નહિ પણ ગુણ છે, કારણ કે તેનાથી ધનની સમાન વહેંચણી આપોઆપ થાય છે.

૫. હિંદુસ્તાનના ખેડૂતવર્ગનો ખેતીમાંથી બચતો છ મહિના જેટલો સમય આજે નિરર્થક જાય છે અને પરિણામે બેકારીનો તથા દારિદ્રનો મોટો પ્રશ્ન ઊભો થાય છે. તે પ્રશ્નનો તાત્કાલિક, વ્યવહારુ અને કાયમનો ઇલાજ રેંટિયો છે, એટલો અવશ્ય રેંટિયાવાદીનો દાવો છે.

૬. રેંટિયામાંથી આવક ફૂટી બદામ જેટલી હોય, તો પણ ખેડૂતનો વર્ષનો અર્ધો જેટલો વખત નકામો જાય છે, અને તેમાં ફૂટી બદામની પણ કમાણી નથી થતી, તથા તેને બેકારીનો રોગ લાગુ પડે છે — આ બે વસ્તુને લીધે હિંદુસ્તાનના અર્થશાસ્ત્રમાં રેંટિયાને મહત્ત્વનું સ્થાન મળે છે.

૭. રેંટિયા દ્વારા નજીવી જેવી પણ કમાણી બેકારને કરાવી શકાય છે એમ જે ઉપર કહ્યું છે તે આત્મસંતોષ માટે કહ્યું નથી, પણ કેવળ રેંટિયાની ઉપયોગિતા સિદ્ધ કરવા માટે છે. વાસ્તવિક રીતે, શું રેંટિયાની — કે શું કોઈ બીજી મજૂરીની — કમાણી ન-જેવી રહે એ સ્થિતિ સંતોષપ્રદ નથી. એ વિષેના વિચારો 'સ્વાવલંબી અને મજૂરિયાત ખાદી'માં બતાવવામાં આવ્યા છે.

૩

# ખાદી અને મિલકાપડ

૧. ખાદી અને મિલ વચ્ચે હરીફાઈ માનવી ન જોઈએ, અને ચોખ્ખી ગણતરીએ છે પણ નહિ.

૨. રેંટિયો એ કરોડોનો ગૃહઉદ્યોગ છે અને જીવનનો આધાર છે. એનો નાશ થાય એવી રીતે જો મિલનો ઉદ્યોગ ચાલે અને ચલાવવા દેવામાં આવે, તો તે ચલાવનાર અને ચાલવા દેનાર પ્રજાહિતનો વિચાર નથી કરતા.

૩. આથી જો મિલો રહે તો તેનું ક્ષેત્ર રેંટિયાના ક્ષેત્રની બહાર રહેવું જોઈએ. એટલે કે.કરોડો જે જાતનું સૂતર કાંતી અને વણી શકે છે તેવું સૂતર તથા કાપડ કાઢવાની મિલોને મનાઈ હોવી જોઈએ.

૪. વ્યક્તિગત નહિ પણ રાષ્ટ્રીય અર્થશાસ્ત્રની દૃષ્ટિએ વિચાર કરીએ તો કોઈ વસ્તુની પડતર કિંમત શોધવામાં એમાં વપરાયેલાં માલ, મૂડી અને મજૂરીના માત્ર બનાવનારને પડેલા ખર્ચનો વિચાર કરવો ન જોઈએ. પણ, એ રીતે એ વસ્તુ બનાવવાથી જો બેકારોની સંખ્યા નિર્માણ થતી હોય, તો તે બેકારોને નભાવવાનો ખર્ચ પ્રજાને માથે પડતો હોવાથી, તે ખર્ચ પણ એ વસ્તુ પર પડેલો સમજવો જોઈએ. આ દૃષ્ટિએ જોતાં ખાદી કરતાં મિલ દેશને મોંઘી પડે છે, એ જણાઈ આવશે. *

---

* આ વિચારને સમજવામાં મિ. ગ્રેગના પુસ્તકમાંથી તારવેલી નીચેની ગણતરીઓ ઉપયોગી થશે. હાથકંતામણ તથા હાથવણાટમાં માણસ દીઠ જેટલું સૂતર તથા કાપડ પેદા થાય છે, તે કરતાં મિલમાં માણસ દીઠ (ઈ. સ. ૧૯૨૬ની ગણતરીએ) કંતામણ દર કલાકે ૨૦૩ થી ૨૩૬ ગણું વધારે અને વણાટ ૨૦ ગણું વધારે થાય છે. એટલે કે બન્ને સરખા કલાક મજૂરી કરે તો સૂતરની મિલનો મજૂર ૨૦૦ ઉપરાંત કાંતનારાને, અને મિલવણકર ૨૦ હાથ-વણકરોને બેકાર કરે છે. આવા બેકારોનો પોણો ભાગ કે સમય બીજા ધંધાઓમાં જાય છે — એવી ઉદાર ગણતરીએ પણ ૨૬૭½ લાખ માણસોની ત્રણ આના લેખે રોજી જેટલું બેકારીનું નુકસાન થાય છે. એમને નભાવવાનો ખર્ચ વિદેશી તેમ જ સ્વદેશી મિલના કાપડ ઉપર ચડાવીએ તો વાર દીઠ ૦–૧–૯ અને માત્ર વિદેશી

૫. આમપ્રજાનું હિત જોનારું રાજતંત્ર હોય તો બેકારી ટાળવાનો પાકો બંદોબસ્ત કર્યા વિના મિલ ખાદી સાથે હરીફાઈ કરી શકે એવી વ્યવસ્થા ચાલવા દે જ નહિ.

૬. એવા તંત્રને અભાવે પ્રજાએ ગરીબો પ્રત્યેની લાગણીથી પ્રેરાઈ મિલનો એવો ધંધો અટકાવવો જોઈએ.

૭. મિલની હાનિકારક હરીફાઈ અટકાવવાના અહિંસાત્મક માર્ગો વિદેશી વસ્ત્રનો તથા ખાદીના ક્ષેત્રમાં ઊતરનારી દેશની મિલોનો બહિષ્કાર અને ચોકી, ખાદી વાપરવાની પ્રતિજ્ઞા, ખાદી માટે દાન તથા યજ્ઞાર્થે કાંતણ છે.

---

કાપડ ઉપર ચડાવીએ તો વાર દીઠ ૦—૬—૨ જેટલી એ કાપડની કિંમત વધી જાય. પ્રજાકીય સરકાર આ બેકારોનો નિર્વાહખર્ચ કાપડની મિલો પાસેથી પ્રત્યક્ષ કરરૂપે લે તો પછી મિલકાપડ સસ્તું નથી એમ ખુલ્લું જણાઈ આવે. આજે એ ખર્ચ પ્રજા પરોક્ષ રીતે આપે છે, અને તેથી કાપડની બજારકિંમતમાં એ દેખાતું નથી. વધુ વિગતવાર ચર્ચા માટે વાચકે શ્રી. ગ્રેગના પુસ્તકને જોવું.

કિ. ઘ. મ.

# ૪

## રેંટિયો અને હાથસાળ

૧. રેંટિયાની પ્રવૃત્તિને બદલે માત્ર હાથવણાટની પ્રવૃત્તિને ઉત્તેજન આપવું, અને મિલના સૂતરનો નહિ પણ માત્ર મિલવણાટનો જ બહિષ્કાર કરવો — એ સૂચના રેંટિયા વિષેની અણસમજણમાંથી ઉદ્‌ભવે છે. કારણ કે:

૨. જે રીતે કાંતવાનો ઉદ્યોગ સાર્વત્રિક થઈ શકે છે, તે રીતે હાથવણાટનો ઉદ્યોગ સાર્વત્રિક થઈ શકે એમ નથી.*

૩. રેંટિયો એ સહઉદ્યોગ જ થઈ શકે, અને વણાટ એ સ્વતંત્ર ઉદ્યોગ જ થઈ શકે એ વાત આ સૂચના કરનારાઓના લક્ષમાં આવી નથી.

૪. જો કાયદાથી મિલવણાટ બંધ ન થાય, પણ પ્રજાના પ્રયત્નથી જ તેનો બહિષ્કાર કરવો પડે, તો વણકરોને મિલોની દયા પર જ નભવાનું રહે. કારણ, મિલ તો હાથવણાટનો

---

* છેલ્લી ગણતરી પ્રમાણે હિંદુસ્તાનને દરરોજ બે કરોડ વાર કપડું જોઈએ છે. (એ બધું કાપડ હાથસાળ પર વણાવીએ તોયે) બહુ બહુ તો રોજ બે કલાક કામ કરનાર એકાદ કરોડ વણકરોને આપણે કામે લગાડી શકીએ. જો એમ કહેવામાં આવે કે એટલા વણકર નહિ પણ એટલાં કુટુંબોને કામ મળે તો રોજના બે આના પણ તેટલાં માણસ વચ્ચે વહેંચાઈ જાય. એટલે માણસદીઠ કમાણી પ્રમાણમાં ઓછી થઈ જશે. કિ. ઘ. મ.

હરીફ છે. અને દહાડે દહાડે મિલો જ વધારે વણાટકામ કરતી થતી જાય છે. આ હરીફાઈ વધારે કડવી અને ઘાતક થતી જવાની.

૫. એથી ઊલટું, હાથસાળ અને રેંટિયો બન્ને જોડિયાં ભાઈબહેન છે. બન્ને એકબીજા વિના નભી ન શકે.

૬. દરેક ઘરમાં એક રેંટિયો અને નાની વસ્તીના દરેક ગામમાં એક સાળ એ આવતા યુગના વિધાનનો મંત્ર છે.

## ૫

# ખાદી ઉત્પત્તિની ક્રિયાઓ

૧. ખાદી ઉત્પત્તિને લગતી લોઢામણથી માંડી વણાટ સુધીની સર્વ ક્રિયાઓ ગૃહઉદ્યોગથી જ થવી ઘટે છે. જો એને લગતી કોઈ પણ ક્રિયામાં કારખાનાં પર આધાર રાખવાનો જ રહે તો એ કયારેય પણ ખાદીના ઉદ્દેશને જોખમમાં મૂકી દે એવો સંભવ છે.

૨. આથી, હાથચરખો અને પીંજણ એ રેંટિયાનાં આનુષંગિક અંગો સમજવાં જોઈએ.

૩. ચરખો, પીંજણ, રેંટિયો તથા સાળમાં જે કાંઈ સુધારા કરવામાં આવે તે એનો ગૃહઉદ્યોગ તરીકે નાશ ન થાય તેવી મર્યાદામાં રહેવા જોઈએ.

૪. ખાદી સુધારવા માટે કપાસ ભેગો કરવાથી માંડી વણાટ સુધીની સર્વે ક્રિયાઓનો તેમ જ યંત્રોનો ઝીણવટથી અભ્યાસ કરી બધામાં સુધારા કરવાની જરૂર છે.

૫. એ માટે જેની પાસે કપાસની ખેતી છે, તેણે પોતાના વપરાશ માટે પોતાનો જ કપાસ સંઘરવો એ પહેલું પગથિયું છે. એમ કરનાર ખેડૂત સારું બી મેળવવા કાળજી રાખશે, અને કપાસને ઝાડ પરથી એવી રીતે વીણી લેશે કે જેથી એમાં કચરો આવે જ નહિ. ખેડૂત એ જાતે જ કરતો થઈ જશે, પણ એનું મહત્ત્વ એને સમજાવવાની તથા માર્ગ-દર્શન કરાવવાની અને સૂચનાઓની જરૂર છે.

૬. હાથચરખામાં લોઢેલા કપાસના બીને ઈજા પહોંચતી નથી, તથા રૂના તાંતણાની મજબૂતી ઓછી થતી નથી. તાજું લોઢેલું રૂ પીંજવામાં સહેલું પડે છે.

૭. સારું કંતામણ સારી પૂણી પર ઘણો આધાર રાખે છે. જે કાંતી જાણે છે તે સારી અને ખરાબ પૂણી વચ્ચેનો ભેદ સમજે છે, અને જે પીંજી જાણે છે તે તેમાં રહેલી ક્રિયાનો ભેદ સમજે છે. એથી, પીંજી જાણનાર બીજાની પૂણી ન છૂટકે જ વાપરવાનું પસંદ કરે છે.

૮. ખરાબ પૂણી સૂતરનો આંક ઘટાડે છે અને તૂટેલા તારનો બગાડ વધારે છે; આથી એ આર્થિક દૃષ્ટિએ બહુ નુકસાનકારક છે.

૯. રૂની જાત ખમી શકે તેના કરતાં જાડું સૂતર કાંતવું, અથવા વધારે ઝીણું કાંતવું બન્ને નુકસાનકારક ક્રિયાઓ છે. પણ સામાન્ય રીતે જાડું કાઢવા પ્રત્યે કાંતનારાઓનું વલણ હોય છે. એ અટકાવવાની જરૂર છે. રૂની જાત જેટલું

ખમી શકે તેટલું ઝીણું સૂતર કઢાવવા પ્રત્યે ખાદીઉત્પાદકોનું ધ્યાન રહેવું જોઈએ.

૧૦. સૂતર પૂરતા કસનું તથા સમાન નીકળે એ ઉપર પણ ઉત્પાદકોએ દૃષ્ટિ રાખવી જોઈએ.

૧૧. ઝીણું સૂતર એટલે થોડા રૂમાં વધારે કપડું, કસદાર સૂતર એટલે ટકાઉ કપડું, અને સમાન સૂતર એટલે સરખું અને સુંદર કપડું. વળી, સૂતર કસદાર અને સરખું હોય તો વણકર ઓછી મજૂરીએ વણવા તૈયાર થાય. આથી ખાદી સસ્તી કરવાનાં આ મહત્ત્વનાં અંગો છે.

૧૨. ખાદીસેવકને ઉત્પત્તિની સર્વે ક્રિયાઓનું અનુભવપૂર્વક જ્ઞાન હોવું જોઈએ. વળી ખાદીની ઉત્પત્તિને અંગે વપરાતા સર્વે યંત્રોના ગુણદોષોનું અને તેના સમારકામનું એને જ્ઞાન હોવું જોઈએ. ગામડાંના ખેડૂતોને જ નહિ, પણ સુથાર, લુહાર વગેરે કારીગરોનેયે એ શીખવી શકે અને દોરી શકે એટલો એ જાતે કારીગર હોવો જોઈએ. વળી એ ખાદીની આર્થિક બાજુ પણ સમજતો હોવો જોઈએ.

# ૬

# સ્વાવલંબી અને મજૂરિયાત ખાદી

૧. ખેડૂત પોતાના જ ખેતરના કપાસમાંથી જાતે લોઢી-પીંજી-કાંતી લે, અને માત્ર વણવાનો ખર્ચ કરે, તો એ ખાદી મિલના કરતાં એને સસ્તી પડે છે. આ વસ્ત્રસ્વાવલંબન કહેવાય છે. જો ખેડૂત એ સાથે વણાટક્રિયા શાખી લઈ વણતો થઈ જાય, તે તો પૂરો સ્વાવલંબી થઈ જાય, અને ઘણું સસ્તું કાપડ વાપરે.

૨. ખેડૂત વેચાતું — ખાસ કરી વાહનખર્ચ ચડીને આવેલું — રૂ લઈ ઉપલી ક્રિયાઓ જાતે કરે, તો તે કપડું મિલના કાપડ કરતાં આજે જૂજ મોંઘું પડે છે, પણ સૂતરનાં કસ અને આંકમાં સુધારો થતાં એ કસર નીકળી જશે. જેટલે અંશે ખાદીને ટકાઉ કરવામાં સફળ થઈએ, તેટલે અંશે તેની કિંમત સસ્તી થયેલી ગણાય.

૩. મજૂરિયાત ખાદીની જાતમાં અને સસ્તાપણામાં જે પ્રગતિ આજ સુધી થઈ છે, તેથી એના ભાવ વિષે, તેમ જ રેંટિયાપ્રવૃત્તિ એ સાચી દિશામાં પગલું છે એ વિષે શંકા રહેતી નથી.

૪. પણ મજૂરિયાત ખાદી સસ્તી કરવા માટે જે મહેનત લેવામાં આવી છે તે બધી યોગ્ય દિશામાં લેવાઈ નથી,

એમ હવે સ્પષ્ટ દેખાય છે. જે ગરીબોના હિતાર્થે આ પ્રવૃત્તિ ઉત્પન્ન થઈ તેમને એમાંથી એમથી રોટી પૂરતો બદલો મળે છે કે નહિ તે જોવા પ્રત્યે પૂરતું લક્ષ ગયું નથી.

૫. ખાદી કે બીજા ગ્રામઉદ્યોગોના ઉદ્ધાર માટે કામ કરનાર સેવકો અને સંઘોનો ધર્મ કેવળ કોઈ ઉદ્યોગોને કોઈ પણ રીતે ચાલતા કરવાનો નથી. પણ એ ઉદ્યોગોમાં રોકાયેલા માણસોને રોટી પૂરતું મહેનતાણું મળે છે કે કેમ તે તપાસવાનો પણ છે. જો પરિશ્રમ કરનારને તેટલું મહેનતાણું ન મળતું હોય તો તે ઉદ્યોગના ઉદ્ધારથી ગરીબની મહેનતનો અયોગ્ય લાભ લેવાય છે એમ કહેવું પડે.

૬. વળી, એ મહેનતાણું એમને ચૂકવ્યું કે એમને પહોંચ્યું એટલું જોઈ એમણે સંતોષ પકડવાનો નથી. પણ એમણે દરેક મજૂરના જીવનમાં પ્રવેશ કરવો જોઈએ અને એ પોતાના ધંધામાં સારામાં સારો કારીગર થાય તથા પોતાની કમાણી સારામાં સારી રીતે ખર્ચે તે જોવું જોઈએ.

૭. નીચેના ખાદીને અંગે સૂચવવામાં આવેલા નિયમો બધા ગ્રામઉદ્યોગોને ઘટતી રીતે લાગુ પાડી શકાય.

(૧) દરેક કાર્યકર્તાએ કાલાં ચૂંટવાથી માંડીને સૂતર વણવા સુધીની બધી ક્રિયાઓ બરાબર જાણી લેવી જોઈએ, જેથી એ બીજાને પણ શીખવી શકે.

(૨) વ્યવસ્થાપકોએ પોતપોતાના ક્ષેત્રમાં કામ કરતા પીંજનાર, કાંતનાર, વણનાર વગેરેની યાદી રાખવી.

(૩) પોતાના કાંતનારા કયું રૂ વાપરે છે એ પણ તેઓ જાણી લે, અને રૂની જેટલા આંકની મગદૂર હોય તેના કરતાં ઊંચા આંકનું સૂતર ન કાંતે એની કાળજી રાખે.

(૪) કાંતનારાઓ તેમ જ બીજા ખાદી ઉત્પન્ન કરવામાં મદદ કરનારા કારીગરોને સ્પષ્ટ કહી દેવું જોઈએ કે જો તેઓ પોતાના ઘરમાં ખાદી ન વાપરે તો તેમને કામ ન મળે.

(૫) આવી ચેતવણી સાથેસાથે, તેમને તેમની મજૂરીના બદલામાં જ ખાદી મળી રહે એવી સગવડ પણ કરી આપવી જોઈએ.

(૬) ખાદી કાર્યાલયમાં આવતી સૂતરની દરેક આંટીની મજબૂતી ને સમાનતા તપાસવી જોઈએ ને કાચી રોટલી જેમ નથી ખાતા તેમ નબળું કે અસમાન સૂતર ન સ્વીકારવું જોઈએ.

(૭) સામાન્ય રીતે, દરેક કાંતનારનું સૂતર જુદું જ રખાવું જોઈએ, અને જ્યારે કપડું કરવા માટે પૂરતું ભેગું થાય ત્યારે જુદું વણાવું જોઈએ. આથી ખાદી ટકાઉ થશે, અને તેની વણાટ અને કુમાશ પણ સુધર્યા વિના નહિ રહે.

(૮) આવી રીતે તૈયાર થયેલા દરેક તાકા ઉપર જ્યાં પીલનાર, પીંજનાર, કાંતનાર ને વણનાર અલગ અલગ હોય ત્યાં તે બધાનાં નામની ચિઠ્ઠી લગાડેલી હોવી જોઈએ.

(૯) જ્યાં કારીગરો કુટુંબીજન હોય ત્યાં ઉપલી બધી ક્રિયાઓ પોતાના જ કુટુંબમાં કરી લેવા તેમને સમજાવવા જોઈએ ને ઉત્તેજન આપવું જોઈએ. જો મજૂરી સમાન કે લગભગ સમાન કરવામાં આવે તો આ સાવ સહેલું થઈ જાય.

(૧૦) આ કારીગરોનાં જીવનનો ને તેમનાં આવકખર્ચનો બરાબર અભ્યાસ કરવો જોઈએ, ને જેઓ પોતાની આવક વિવેકસર વાપરતા હોય તેમને મદદ કરવી જોઈએ.

(૧૧) કોઈ પણ પ્રસંગે ઘરાકી ઓછી થઈ જવાને લીધે સંઘના હાથ નીચે કામ કરતા કારીગરોની સંખ્યા ઉપર કાપ મૂકવો પડે તો જેમની પાસે આજીવિકાનાં બીજાં સાધનો હોય તેવાઓને પહેલી રજા આપવી જોઈએ. મારી સમજ પ્રમાણે અત્યારે તો એવી સ્થિતિ છે કે કેટલાક પ્રાંતમાં માત્ર આજીવિકા માટે જ કાંતનારીઓ કાંતે છે એમ નથી, પણ થોડી કરકસર કરી બે પૈસા બચાવી નજીવી વસ્તુઓ ખરીદનારી સ્ત્રીઓ પણ કાંતે છે. આ લોકોને સારો ખોરાક મેળવવાની કે પોતાનું દેવું પતાવવાની તો પડી જ નથી હોતી.

(૧૨) દરેક ઠેકાણે કાર્યકર્તાઓએ પીંજણો ને રેંટિયા બારીકાઈથી તપાસવાં પડશે. ખાસ કરીને રેંટિયાની ત્રાક પૂરતા આંટા ફરે એવી છે કે નહિ તે તપાસવું જોઈશે. કારણ કે સૂચવેલા દરમાં વધારો સૂચવાય છે એનો અર્થ એમ નથી કે ગમે તે કાંતનારને અને ગમે તેવું કાંતનારને વધારે દર આપવામાં આવે. દર તો થોડો જરૂર વધશે, પણ તે તો હાલ કાંતે છે એટલા જ વખતમાં વધારે વાર કાંતનાર અને વધારે સારું કાંતનારને મળશે. જે કાંતનાર કે કાંતનારી પોતાની કાંતવાની રીતમાં સુધારો નહિ કરે તેને કંઈ પણ વધારો મળવાનો સંભવ નથી, સિવાય કે ખાદીની માગણી જ વધી જાય.

(૧૩) ઉપલા ફકરામાંથી ત્યારે એમ ફલિત થાય છે કે ચરખા સંઘે નવા રેંટિયા, નવી ત્રાક, નવાં મોઢિયાં વગેરે સારાં સાધનો શરૂઆતમાં થોડે સસ્તે ભાવે પૂરાં પાડવાં જોઈશે. ઘણેખરે ઠેકાણે તો માળ ને ત્રાકના સુધારાથી આપોઆપ જ સૂતરની જાત સુધરી જશે.

# ૭

# યજ્ઞાર્થે કાંતણ

૧. યજ્ઞાર્થે કાંતણ એટલે પોતાને આર્થિક લાભ થાય એ દૃષ્ટિ રાખ્યા વિના અને ગરીબોના ઉપયોગને સારુ કાંતવું તે.

૨. ગરીબોનું અને દેશનું જે કોઈ હિત સમજે, તેણે આ રીતે દરરોજ યજ્ઞાર્થે કાંતવું જોઈએ.

૩. એ રીતે જેને થોડા આર્થિક લાભનીયે જરૂર હોય છે એવા ગરીબો કાંતવા પ્રવૃત્ત થશે.

૪. વળી, એ રીતે કશો ઉત્પાદક શ્રમ કર્યા વિના ઘણી વસ્તુઓનો ઉપભોગ કરનારા આપણે ઉત્પાદક શ્રમનો મહિમા સમજશું અને તેમાં આપણો કિંચિત ફાળો આપી શકીશું.

૫. આ રીતે ધનવાન અને ગરીબ બંને એક પ્રકારના શ્રમમાં સરખા ભાગીદાર બની એકબીજા સાથે અનુસંધાન રાખી શકશે.

૬. વળી રેંટિયાને છોડી દઈ વિદેશી કાપડ લાવવાનું આપણે જે પાપ કર્યું છે, તેના પ્રાયશ્ચિત્તરૂપે પણ યજ્ઞાર્થે કાંતણ ગણી શકાય.

૭. આ કારણથી કાંતવાની ફરજ આજે માત્ર સ્ત્રીઓ પર નહિ પણ પુરુષો અને બાળકો ઉપર પણ છે.

૮. જેઓ પોતાનું સૂતર પોતે કાંતી લે છે તેઓ દેશને જોઈતાં કપડાં પરત્વે પોતાપૂરતી જવાબદારી જાતે ઉપાડી લઈ મદદ કરે છે, પણ આ યજ્ઞાર્થે કાંતણ કહી ન શકાય.

૯. એવી રીતે કાંતવાની મજૂરીનું દાન ઘણા મોટા પ્રમાણમાં દેશને મળે તો તેને લીધે પણ મજૂરિયાત ખાદી, ગરીબોની મજૂરી ઓછી થયા વિના, સસ્તી થાય.

## ૮

# ખાદીકાર્ય

૧. ખાદીનાં ઉત્પાદન અને વેચાણના કામમાં સેંકડો આકાંક્ષાવાન તરુણોને પોતાનાં બુદ્ધિ, વ્યવસ્થાશક્તિ, વેપારી કુનેહ અને શાસ્ત્રીય જ્ઞાન દેખાડવાને મોટું ક્ષેત્ર ઊઘડેલું છે. એટલું એક જ કાર્ય બરાબર રીતે પાર પાડવાથી પ્રજા પોતાની સ્વરાજ્ય ચલાવવાની શક્તિ સિદ્ધ કરી શકે.

૨. વળી ખાદીરૂપી સૂર્યની આજુબાજુ ગામડાંના અનેક ઉદ્યોગો ગ્રહોની જેમ ખીલી શકે અને તે દ્વારા બળાત્કારે નિરુદ્યમી અને આળસુ બનેલી પ્રજાનાં ઘરો રોજી અને ધંધાથી ગૂંજી રહે.

૩. વળી એ કાર્ય આજે આત્મશુદ્ધિમાં મોટો ફાળો આપી રહ્યું છે. એને નિમિત્તે કાર્યકર્તાઓ ગામડે ગામડે સ્વરાજ્યનો અને તેની તૈયારીરૂપે પ્રજાએ સિદ્ધ કરવાના કાર્યક્રમનો (અહિંસા, દારૂબંધી, અસ્પૃશ્યતાનિવારણ, સ્વચ્છતા, કોમી ઐક્ય વગેરેનો) સંદેશો પહોંચાડી રહ્યા છે.

૪. ખાદીશાસ્ત્રની બાબતમાં બધી જાતની માહિતી પૂરી પાડનારું અને શોધખોળ કરનારું એક ખાતું હોવું ઘટે છે.

# ખંડ ૧૦મો: સ્વચ્છતા અને આરોગ્ય

## ૧

## શારીરિક સ્વચ્છતા

૧. શારીરિક સ્વચ્છતાની બાબતમાં હિંદુસ્તાનની કેટલીક જાતિઓએ ઠીક ધ્યાન આપ્યું છે. પણ આમપ્રજામાં એ બાબતમાં હજુ પુષ્કળ કામ કરવાનું છે.

૨. બાળકની સ્વચ્છતા ઉપર તો ઉપલી જાતિઓમાંયે ઘણું જ ઓછું ધ્યાન અપાય છે. બાળક પોતાની મેળે ચોખ્ખું રહેવાની શક્તિ મેળવે તે પહેલાં માબાપ એને ચોખ્ખું રાખવા માટે પૂરતી કાળજી લે છે એવો અનુભવ નથી.

૩. રોજ નાહવું જોઈએ એમ હિંદુઓનો મોટો ભાગ ધર્મના અંગ તરીકે સ્વીકારે છે, પણ હિંદુમાત્ર સ્વીકારે છે એમ ન કહી શકાય. બીજા હિંદીઓમાં રોજ નાહવાની ટેવ સામાન્ય નથી. હિંદુસ્તાનમાં રોજ નાહવું એ સ્વચ્છતા તેમ જ આરોગ્ય માટે આવશ્યક છે.

૪. પણ નાહવું એટલે શરીર ભીનું કરવું એમ સમજવાનું નથી. ઘણા રોજ નાહનારાઓ એથી આગળ જતા નથી. નાહવું એટલે શરીર પરનો મેલ કાઢી નાખી છિદ્રોને મોકળાં કરવાં. આથી, નાહવાનું પાણી પીવાના પાણી જેવું જ ચોખ્ખું હોવું જોઈએ. એવું પાણી પૂરતા પ્રમાણમાં રોજ ન મળી શકે તો ગંદા પાણીએ નાહવા કરતાં ચોખ્ખા પાણીમાં કપડું ભીંજવી ડિલ ઘસીને લોહી નાખવું વધારે સારું છે. આપણા દેશનાં ગામડાંઓમાં જ નહિ, પણ ઠીક મોટા કસબાઓમાંયે લોકો જેવા પાણીથી નહાય છે તે નાહવા લાયક હોય છે એમ કહી શકાય નહિ.

૫. આંખ, કાન, નાક, દાંત, નખ, બગલ, સાથળ, વગેરે મેલ કાઢનારા અથવા મેલ ભરાઈ રહેવાના અવયવોની સ્વચ્છતા ઉપર બધીયે પ્રજામાં — અને ખાસ કરીને બાળકોની બાબતમાં — બહુ જ બેદરકારી રાખવામાં આવે છે. નાનાં બાળકોમાં સાધારણપણે જણાતી આંખની પીડા રોજ આંખ તથા નાકને ચોખ્ખાં પાણીથી અને ચોખ્ખા કપડાથી સાફ ન રાખવાનું પરિણામ છે. આ વિષયમાં સ્વચ્છતા માટે યોગ્ય આદતો અને અસ્વચ્છતા માટે સૂગ બહુ ઓછી કેળવાઈ છે. આથી ગ્રામસેવકો અને શિક્ષકોએ આ ઝીણવટથી ધ્યાન આપવા જેવો વિષય છે.

૬. કપડાંની સ્વચ્છતા પણ અંગત સ્વચ્છતાનો જ ભાગ છે. કપડાંની ગંદકીનું કારણ કેવળ દરિદ્રતા જ છે એમ ન કહી શકાય. ઘણી ગંદકી માત્ર સારી ટેવો ન કેળવાયેલી હોવાથી અને આળસને લીધે રહે છે.

૭. થીગડાંવાળાં કપડાંથી પોતાની દરિદ્રતા જાહેર થાય તેથી માણસે શરમાવાની જરૂર નથી. શરવીરને જેમ ઘા, તેમ ગરીબને થીગડું ભૂષણ પણ ગણી શકાય. પણ કપડાંને ફાટયાં હોય તો સીવી લીધા વિનાનાં અને મેલાં હોય તો ધોયા વિનાનાં રાખી માણસ પોતાની ગરીબાઈ નહિ પણ ફૂવડતા અને આળસ જાહેર કરે છે. એ શરમાવા જેવી વાત છે.

૮. ચોખ્ખાં કપડાં ધોળાં દૂધ જેવાં હોય એમ સમજવાનું નથી. મહેનતમજૂરીનાં કામ કરનાર ગરીબ માણસોને ધોળાં દૂધ જેવાં કપડાં રાખવાં પાલવે નહિ. પણ ચોખ્ખા પાણીથી એને વારંવાર ધોવાં, અને થોડે થોડે દહાડે સાબુ, ખારો વગેરેથી ધોળાં, અને ઊકળતા પાણીમાં નાખી એને જંતુ-રહિત કરવાં એ આવશ્યક ગણાય.

૯. શરીર પર પહેરેલાં કપડાંથી જ નાક, હાથ વગેરે લૂછવાં, અને તેમાં રોટલા કે બીજું ખાવાનું બાંધવું એ અતિશય ગંદી ટેવ છે. જેમને શરીર પરનાં કપડાં સિવાય બીજું વસ્ત્ર જ નથી, તે સિવાય બીજાઓએ એ માટે જૂનાં કપડાંમાંથી નાનકડો રૂમાલ બનાવી તેનો ઉપયોગ કરવો જોઈએ. એ રાખવામાં ખર્ચ નથી, ચોખ્ખાઈ સચવાય છે અને એને સ્વચ્છ રાખવો સહેલું કામ છે.

## ૨

# સુઘડ અને સ્વચ્છ ટેવો

૧. શારીરિક સ્વચ્છતા ઉપરાંત બીજી પણ અંગત સુઘડ અને સ્વચ્છ ટેવો કેળવાવી જોઈએ. એ ટેવોને અભાવે આપણે બીજા સ્વચ્છ ટેવોવાળાને સૂગ ઉપજાવનારા થઈએ છીએ.

૨. આપણી આંખ કશું ગંદું જોઈ જ ન રહી શકે એવી કેળવાવી ઘટે. આનો અર્થ એ નથી કે ગંદકી જોઈને ત્યાંથી આપણે ખસી જઈએ પણ તાબડતોબ ગંદકી દૂર કરવા મથીએ.

૩. સુઘડ ટેવોવાળો માણસ બેસવાની જગ્યા સાફ કર્યાં વિના બેસશે નહિ, અને ઊઠશે ત્યારે સાફ કરી નાંખશે. એ ગમે ત્યાં કાગળનો કે બીજો કચરો નાખશે નહિ. જ્યાં ત્યાં થૂંકશે નહિ. દાતણની ચીરો, બીડીનાં ઠૂંઠાં, બળેલી દીવાસળી વગેરે જ્યાં હાથ જાય ત્યાં ફેંકશે નહિ; પણ એ બધાંને માટે ખાસ ટોપલી, વાસણ કે બીજું પાત્ર રાખી તેમાં જ નાખશે.

સુઘડ અને સ્વચ્છ ટેવો માટે નીચેના નિયમો પણ પાળવા જોઈએ :

૪. પાણી લીધા વિના દિશાએ જવું નહિ.

૫. દિશાએ જઈ, આવી હાથપગ સ્વચ્છ અને ચોળીને ધોવા, તથા દિશાનો લોટો — ખાસ ન હોય તો — અજવાળી સાફ કરવો.

૬. પીવાના પાણીના માટલામાં બોળવા માટે જુદું વાસણ રાખવું. એટેલું વાસણ તો ન જ બોળાય. માટલાની ઉપર પાણી પડે એવી રીતે એની પાસે ઊભા રહીને પાણી પીવું નહિ.

૭. જ્યાં ઘણા માણસો માટે એક જ પીવાનું વાસણ હોય, ત્યાં પ્યાલાને મોઢે માંડીને પીવું અયોગ્ય છે. ઊંચેથી પીવાની ટેવ પાડવી જોઈએ, અને જે એમ ન પી શકે તેણે પોતાનું જુદું વાસણ રાખવું, અગર ખોબો કરીને પીવું જોઈએ.

૮. જમી ઊઠેલી જગ્યાએ ખાવાની વસ્તુઓ વેરાઈ હોય તો તેને ઉપાડી લઈ જગ્યાને ઘરની અંદર હોય તો ધોઈ નાખવી અને ખુલ્લામાં હોય તો સારી પેઠે વાળી નાખવી જોઈએ. એમ થયા પહેલાં એ જગ્યામાં ફરહર કરવું, અને વેરાયેલી વસ્તુથી ખરડાયેલે પગે, ધોયા વિના, સ્વચ્છ ઓરડામાં જવું, તથા એવી જગ્યાએ બીજાને જમાડવા અયોગ્ય છે. વળી, એવી જગ્યા માખીઓના ત્રાસને નોતરું આપવા સમાન છે.

૯. સામાન્ય રીતે કડછી કે ચમચાથી જ પીરસવું જોઈએ. શાક, દાળ કે ભાત જેવી ચીજો હાથેથી પીરસવી

અયોગ્ય છે. એથીયે વધારે અયોગ્ય ખાધેલે હાથે પીરસવું એ છે. રોટલા કે પૂરી જેવી કોરી ચીજો પણ ખાધેલે હાથે આપવી ન જોઈએ.

૧૦. જમનારની થાળી કે વાડકીને પીરસવાનું વાસણ અડકે એમ પીરસવું અસ્વચ્છ છે, અને અડશે એ ધાસ્તીથી પીરસવાને બદલે ભાણામાં ફેંકવું કે વેરવું એ અસભ્ય છે.

૧૧. ખરડાયેલે પગે પોતાની પથારી ઉપર પણ પગ મૂકવો ન જોઈએ. અનેક માણસો જ્યાં સાથે સૂતા હોય ત્યાં ફરહર કરનારે કોઈની પથારીને ખૂંદીને ચાલવું ન જોઈએ.

૧૨. કામ કરી આવીને તથા લઘુશંકા કરી આવી હાથ ધોયા વિના ખાવાની ચીજને અડવું નહિ, કે પીવાના પાણીના માટલામાં હાથ બોળવો નહિ. પાન, તંબાકુ, બીડી વગેરેના વ્યસનીએ એ વિષે ખાસ કાળજી રાખવી જોઈએ. કેટલાકના શરીરે ખજવાળ આવ્યા કરતી હોય છે, કેટલાકને વારંવાર નાક સાફ કરવું પડે છે. તેવા માણસોએ પણ હાથ ધોઈને જ ખાવાપીવાની ચીજોને અડવું.

૧૩. જે ડોલમાં કપડાં ધોયાં હોય તે ડોલને અજવાળીને ચીકાશ કાઢી નાંખ્યા વિના કૂવામાં નાખવી નહિ, તથા પીવારાંધવાનું પાણી ભરવું નહિ.

૧૪. લઘુશંકા, કોગળા, થૂંકવા વગેરે માટે મોરીઓનો ઉપયોગ કરવાનો રિવાજ બહુ જ ગંદો છે, અને એવી મોરીઓ ઘરમાં રાખવી જ નહિ એ અતિશય ઇષ્ટ છે. એ માટે ખાસ વાસણો વાપરવાં અને તે દૂર લઈ જઈને સાફ

કરવાં એ સારામાં સારી રીત છે. જે ગામોમાં સારી જાતની ગટરની વ્યવસ્થા નથી, ત્યાં મોરીનો ઉપયોગ ન જ હોવો જોઈએ.

૧૫. છતાં જ્યાં મોરી જ ઉપયોગમાં લઈ શકાય એમ હોય ત્યાં મોરીમાં લઘુશંકા માટે બેસનારે પાસે વાસણ પડ્યાં હોય તો તેને છાંટા ન ઊડે એવી રીતે પહેલાં તે બાજુએ મૂકવાં; વળી, એમાં છાંટા પડે એવી રીતે ત્યાં હાથ ધોવા નહિ કે કોગળા કરવા નહિ.

૧૬. પોતે પહેરેલાં કપડાં ધોયા વિના બીજાને પહેરવા આપવાં નહિ.

૧૭. મોંમાંથી ભૂંડી ગાળો કાઢવાની ટેવનેયે અંગત અસ્વચ્છતા ગણી શકાય. જે જીભથી ઈશ્વરનું નામ દેવાય, તે જ જીભથી ભૂંડી ગાળો નીકળે એ નાહીને ઉકરડામાં આળોટવા કરતાંયે વધારે ગંદું છે, કારણ કે એથી જીભ સાથે મન પણ અપવિત્ર થાય છે.

## ૩

## બાહ્ય સ્વચ્છતા

૧. શારીરિક સ્વચ્છતાની બાબતમાં કદાચ ઉપલા વર્ગોને પ્રમાણપત્ર આપીએ, તોયે ઘર, આંગણું, શેરી વગેરેની સ્વચ્છતાની બાબતમાં તેમ થઈ શકે એમ નથી. એમાં થોડુંઘણું પ્રમાણપત્ર દલિત કોમો મેળવી જાય. પણ બધાને જ એ બાબતમાં પોતાના જીવનમાં ઘણા સુધારા કરવાની જરૂર છે.

૨. જ્યાં ત્યાં થૂંકવાની, મળમૂત્ર કરવાની, કચરો નાખવાની અને તેને ભેગો થવા દેવાની ટેવ એ હિંદુસ્તાનનાં ગામડાં, શહેરો, તીર્થક્ષેત્રો, રસ્તા, નદી, તળાવ, ધર્મશાળાઓ, સ્ટેશનો, આગગાડી, સ્ટીમર વગેરેને કલંકિત કરી મૂકે છે.

૩. એ ટેવના મૂળમાં અસ્પૃશ્યતા રહેલી છે. માણસ વસે ત્યાં ગંદકીનાં નિમિત્તો થવાનાં જ. પણ હિંદુસ્તાનના સ્પૃશ્ય વર્ગોએ જાતે ગંદકી સાફ કરવાના કામને હલકું સમજી, તથા તે પરોપકારી કામ કરનારાઓને અસ્પૃશ્ય ગણી, તેઓ જ્યાં જઈ ન શકે ત્યાંથી ગંદકીને નિયમિત રીતે દૂર કરવાને બદલે ભેગી કરી છે, અને અસ્પૃશ્યો સાથે સહકાર ન કરવાથી

તેઓ પહોંચી વળી ન શકે તેટલું તેમને માથે કામ નાખ્યું છે. પરિણામે, દેશમાં અનેક પ્રકારના ઉપદ્રવોને વસાવ્યા છે, અને વપરાશનાં સ્થાનોને ચીતરી ચડે એવાં બનાવ્યાં છે.

૪. ઉપર વર્ણવ્યાં એવાં સ્થાનોમાં થૂંકવું, મળમૂત્ર છોડવાં અને કચરો નાખવો એ પાપ છે, અને એને ગુનો ગણવો જોઈએ.

૫. પાનતંબાકુ વગેરેની આદત ન હોય તો નીરોગી માણસને દાતણ સિવાય બીજે વખતે થૂંકવાની જરૂર પડતી નથી. દાંત, નાક કે ફેફસાંના દર્દીને વારંવાર થૂંકવું અગર નસીકવું પડે છે. એ બતાવે છે કે પાનતંબાકુ વગેરેની આદત પાડવી એટલે નીરોગી છતાં રોગી માણસની પીડા વહોરવી. મનુષ્યના થૂંક તથા બળખામાં ઘણી જાતનાં ઝેરો વસે છે. એ ઝેરો હવામાં ભળી સારા માણસને ચેપ લગાડે છે. આથી થૂંક, બળખા વગેરેનો નાશ થાય એ રીતે એની વ્યવસ્થા કરવી જોઈએ.

૬. દરેક ઘરમાં થૂંકવા માટે રાખથી ભરેલું એક ઠીકરું રાખવું જોઈએ, અને તેમાં જ થૂંકવું જોઈએ. એ ઠીકરાને રોજ દૂર ખેતરમાં ખાલી કરી, બીજી રાખથી ભરવું જોઈએ. જો થૂંકવા માટે પિકદાની વપરાતી હોય તો તેને ગમે ત્યાં ખાલી કરવી ન જોઈએ. મુંબઈ જેવા શહેરમાં જ્યાં ગટરની પૂરી વ્યવસ્થા હોય ત્યાં એ ભલે મોરીમાં ધોવાય. પણ ગામડાંઓ અને કસબાઓમાં એને ખેતરમાં ખાલી કરી તે ઉપર કોરી માટી નાખવી જોઈએ, અગર ઊની ઊની રાખમાં કાલવી તે રાખ દૂર ફેંકી આવવી જોઈએ.

# ૪

# શૌચ*

૧. રસ્તામાં મળત્યાગની ટેવ તો કદી ન હોવી જોઈએ. ઉઘાડામાં બધાના દેખતાં મળત્યાગ કરવો કે બચ્ચાંને સુધ્ધાં કરાવવો એ અસભ્ય છે.

૨. આથી પ્રત્યેક ગામમાં ઉકરડાની જગ્યાએ સોંઘામાં સોંઘાં પાયખાનાં બંધાવવાં જોઈએ. અને તેને નિયમિત રીતે રોજ સાફ કરવાં જોઈએ.

૩. જો 'જંગલ' જ જવું હોય તો ગામથી એક માઈલ દૂર જ્યાં વસ્તી ન હોય ત્યાં જવું જોઈએ. જંગલ બેસતી વેળાએ ખાડો ખોદવો જોઈએ અને ક્રિયા પૂરી કર્યા પછી મળ ઉપર ખૂબ ધૂળ નાખવી જોઈએ. સમજુ ખેડૂતો પોતાના ખેતરમાં જ ઉપર મુજબ પાયખાનાં બાંધી અગર જંગલ જઈ મળ દાટે અને વગર પૈસે ખાતર ભરે.

૪. આ ઉપરાંત, બાળક, માંદાં તથા કવેળાના ઉપયોગ માટે દરેક ઘરને અંગે પાયખાનું જોઈએ જ. તેને સારુ ડબ્બા

---

*આ અને તેની પછીનાં કેટલાંક પ્રકરણો 'ગામડાંની વહારે' નામે પ્રગટ થયેલી ગાંધીજીની લેખમાળાને આધારે છે. એ પુસ્તક દરેકે વાંચવાની જરૂર છે. કિ. ઘ. મ.

વાપરવા જોઈએ, અને ત્યાં પણ દરેક જણે વપરાશ બાદ પુષ્કળ માટી નાખવી જોઈએ. એ ડબ્બા રોજ કોઈ ખેતરમાં ખાડો કરી તેમાં ઠાલવવા જોઈએ, અને ખાડો ચોખ્ખી માટીથી પૂરવો જોઈએ. ડબ્બામાં ગંધ ન રહે એમ સાફ કરવા જોઈએ.

૫. પાયખાનામાં પાણી-પેશાબ માટે જુદો ડબ્બો કે ડોલ રાખવી જોઈએ, અને વાપરનારે એવી કાળજી રાખવી જોઈએ કે જેથી બહાર જરાયે ભીનું થાય નહિ.

૬. ડટ્ટણ જાજરૂ નકામાં છે; કારણ કે એટલે ઊંડે સુધી ખાતર બનાવનારાં જંતુઓ વસતાં નથી, અને તેથી તેમાંથી મલિન વાયુઓ પેદા થાય છે અને હવાને બગાડે છે.

૭. શેરીઓમાં લઘુશંકા કરવામાં પાપ સમજવું જોઈએ. તેથી તે માટે પણ પુષ્કળ માટી નાંખેલાં કૂંડાં રાખવાં જોઈએ, જેથી દુર્ગંધ ન આવે અને છાંટા ન ઊડે.

૮. દરેક માણસે પાયખાનાં જાતે સાફ કરવાની તાલીમ લેવી જોઈએ. આથી જાજરૂ અયોગ્ય રીતે ગોઠવવાથી તેમ જ અયોગ્ય રીતે વાપરવાથી કેટલો શ્રમ વધે છે તેનો એને ખ્યાલ રહેશે, અને કાળજીથી બાંધતાં, ગોઠવતાં અને વાપરતાં શીખશે તથા ભંગી સમાજની કેવી કપરી સેવા કરી રહ્યો છે તે સમજશે. વળી, એ જાણશે કે યોગ્ય રીતે વાપરેલાં પાયખાનાં સાફ કરવામાં કશી સૂગ ચડવા જેવું નથી, અને ભંગીની મુશ્કેલીઓનું કારણ એ કામની જ મલિનતા નથી, પણ એને વાપરવાની રીતમાં રહેલી બેપરવાઈ છે.

૯. જેમ માણસનાં મળમૂત્રનો તેમ જ ઢોરનાં છાણમૂતરનો ખાતર તરીકે જ ઉપયોગ કરવો જોઈએ. છાણનાં છાણાં

કરવાં એ ચલણી નોટને બાળીને તાપણું કરવા જેવો મોંઘો ઉપયોગ છે. ઢોરના મૂત્રનો કશો ઉપયોગ થતો નથી, એથી આર્થિક તેમ જ આરોગ્યની દૃષ્ટિએ નુકસાન થાય છે.

# ૫

## જલાશયો

૧. તળાવ, કૂવા અને નદીઓનાં પાણી ચોખ્ખાં રહે એ ઉપર ગ્રામપંચાયતોએ અને ગ્રામસેવકોએ ખૂબ ધ્યાન આપવું જોઈએ.

૨. આજની જલાશયોની સ્થિતિ બહુ શોચનીય છે. તળાવમાં જ વાસણો સાફ થાય છે, નાહવા તથા કપડાં ધોવામાં આવે છે, ઢોર પણ ત્યાં જ પાણી પીએ છે, નહાય છે અને પડી રહે છે; તેમાં બાળકો અને મોટેરાં પણ મળ સાફ કરે છે. તેની નજીકની જમીન ઉપર તો મળત્યાગ કરે જ છે અને આ જ પાણી પીવારાંધવા સારુ વાપરવામાં આવે છે. આ બધું પાપ લેખાવું જોઈએ અને બંધ થવું જોઈએ.

૩. ગામના તળાવને બાંધી લેવું જોઈએ, જેથી તેમાં ઢોર જઈ શકે નહિ, તથા કૂવાને હોય છે તેવું નવાણ તેની નજીક બાંધવું જોઈએ.

૪. એ જ પ્રમાણે કપડાં ધોવા માટે તળાવની પાસે એક ટાંકી રાખવી જોઈએ, અને તેનું પાણી પાછું તળાવમાં

ન જાય તે રીતે એની પાસે પાકું થાળું બાંધી, પાણીને દૂર કાઢવું જોઈએ.

૫. આ નવાણુ તથા ટાંકી જો ગામના લોકો હાથોહાથ રોજ ભરી નાંખે તો ઉત્તમ; નહિ તો થોડા ખર્ચથી એ ભરાવવાની વ્યવસ્થા કરવી જોઈએ.

૬. ઊટકેલાં વાસણ તળાવ કે કૂવામાં વીછળવાં ન જોઈએ, પણ બહારની ટાંકી આગળ ઊટકી-વીછળી પછી જ જલાશયમાં બોળાય.

૭. પાણી ભરનારનો પગ પાણીમાં બોળવાની જરૂર જ ન પડે એવી સગવડ તળાવમાં રાખવી જોઈએ.

૮. જે ગામમાં એક જ તળાવ હોય ત્યાં તેમાં ઊતરીને નવાય જ નહિ. જ્યાં વધારે તળાવ હોય ત્યાં પીવાનું તળાવ જુદું રાખવું જોઈએ.

૯. કૂવા વખતોવખત ગળાવી સાફ રાખવા જોઈએ. તેની આસપાસ બંધ હોવો જોઈએ, અને કીચડ ન થવા દેવો જોઈએ. એ માટે એને પાકું થાળું કરવું જોઈએ, અને પાણી જમીનમાં પચીને પાછું કૂવામાં ન ઊતરે માટે ઢોળાતા પાણીને દૂર કાઢી નાખવાની વ્યવસ્થા કરવી જોઈએ.

૧૦. આવી રીતે પાણી દૂર વાળવા માટે ઘર, કૂવા વગેરે આગળ કરેલી નીકોમાં લીલ અને કોહેલી વનસ્પતિ જામે છે, તેમાંથી દુર્ગંધ નીકળે છે અને મચ્છરને વધવાનું સ્થાન મળે છે. આથી, એ નીકોની સ્વચ્છતા પર નિરંતર ધ્યાન અપાવું જોઈએ, તથા કૂચડાના ઝાડુથી રોજ ઘસીને સાફ થવી જોઈએ.

# ૬

# રોગ

૧. રોગ અને રોગનાં બાહ્ય લક્ષણો વચ્ચે ભેદ સમજવો જોઈએ.

૨. માથું દુખવું, તાવ આવવો, દમ ઊપડવો વગેરે રોગો નથી, પણ શરીરમાં પેદા થયેલાં ઝેરો કે રોગોનાં બહાર દેખાનારાં પરિણામ છે.

૩. પ્રાણીનું લોહી એવાં પરોપકારી જંતુઓનું બનેલું છે કે એ શરીરમાં પેઠેલાં ઝેરોને કાઢી નાખવા બળવાન પ્રયત્ન કર્યાં કરે છે. એ બળવાન પ્રયત્ન તાવ, દમ, સોજો, દુખાવો ઇત્યાદિકના રૂપમાં જણાય છે.

૪. જે કારણોથી એ ઝેરો થયાં હોય અને ઊપજ્યા કરતાં હોય એ સાચો રોગ છે; તાવ ઇત્યાદિ માત્ર બાહ્ય ચિહ્નો છે.

૫. પડવા-વાગવા વગેરે અકસ્માતોથી ઉત્પન્ન થયેલા રોગોને બાદ કરીએ, તો સામાન્ય રીતે એમ કહી શકાય કે રોગમાત્રનું કારણ અસંયમી જીવન છે.

૬. ખાવાપીવાનો, વિષયોપભોગનો અને ઊંઘઉજાગરા, આળસ, અતિશ્રમ તથા નાટકચેટક ઇત્યાદિક વિલાસ, ક્રોધ, દ્વેષ, રાગ ઇત્યાદિક ભાવનાઓના બળવાન વેગ વગેરે અસંયમો એ રોગોને બોલાવનારાં મુખ્ય કારણો છે.

૭. એ અસંયમો અજ્ઞાનથી થતા હોય, ભૂલથી થતા હોય, અનિવાર્યપણે થતા હોય કે જાણીબૂજીને થતા હોય — બધાનાં પરિણામ શરીરને રોગરૂપે ભોગવવાં પડે છે.

૮. આ કારણો હાજર હોય, અને તેમાં અસ્વચ્છ હવા, અસ્વચ્છ પાણી અને ગંદકી ભેગાં થાય એટલે રોગો આવે છે.

૯. સ્વચ્છ અને સંયમી જીવન ગાળનારને ચેપી રોગીઓની વચ્ચે પણ રોગો નથી થતા એવું જોવામાં આવે છે. એ દેખાડે છે કે માણસના લોહીમાં બાહ્ય ઝેરોને હઠાવવાનું ઘણું બળ રહેલું છે. અસંયમને લીધે એ બળ ઘટી જાય તો જ ચેપ લાગે છે.

૧૦. રોગોનાં કારણો અટકાવવાં એ પહેલો ઇલાજ છે: એ ઇલાજોમાં પહેલો ઇંદ્રિયો તેમ જ મનના સંયમ સાથે ચોખ્ખા તથા પૂરતા આહારવિહાર તથા પૂરતાં મહેનત અને ઊંઘ છે, અને બીજો સ્વચ્છ હવા, સ્વચ્છ પાણી, તથા કપડાં, ઘર, આંગણું, શેરીઓ વગેરેની સ્વચ્છતા છે.

## ૭

# ઉપચારો

૧. શરીરમાં અસ્વસ્થતા જણાતાં રોગોને અટકાવનારા ઇલાજોનો અમલ કરવો એ પહેલું પગથિયું છે.

૨. એ ઇલાજોનો બરાબર અમલ થાય તો રોગો મોટે ભાગે કુદરતી રીતે જ સારા થઈ જાય છે. દવાઓ મોટે ભાગે તો નકામી અને હાનિકર પણ હોય છે.

૩. આહારવિહારની ભૂલોને દૂર કર્યા વિના માત્ર હવા-પાણી સુધારવાથી રોગો દૂર કરવાની ઇચ્છા કરવી એ ચોખ્ખા પાણીથી ધોઈ મેલા મસોતાથી લૂછવા જેવું છે. અને એ બેયને સુધાર્યા વિના દવાથી સાજા થવાની ઇચ્છા કરવી એ મેલા કપડાને કાળું રંગવાથી સાફ થઈ જાય છે એમ માનવા જેવું છે.

૪. દવા સિવાય બીજા શાસ્ત્રીય ઉપચારો છે તેનું દરેકને જ્ઞાન હોવું જોઈએ. એ સહેલા અને વિના ખર્ચે કરી શકાય છે.

૫. દરેક ગામડામાં દવાખાનું કે ઇસ્પિતાલ હોવાં જોઈએ, એ માન્યતા ભૂલભરેલી છે. ઘણાં ગામડાં વચ્ચે

એક દવાખાનું કે હૉસ્પિતાલ ભલે હોય. ગામડાંનું દવાખાનું એટલે ગ્રામસેવકના ઉપચારો એમ સામાન્યપણે હોવું જોઈએ.

૬. ઉપચારમાં સરસ ઉપચાર ઉપવાસ તથા તે દરમ્યાન કટિસ્નાન અને સૂર્યસ્નાન છે. એની યોગ્ય રીતનું જ્ઞાન સ્વયંસેવકે મેળવી લેવું જોઈએ.*

૭. આ ઉપરાંત પલાળેલી માટીની લેપડી એ ઘણા રોગો અને તાવો માટે ઉપચાર કહી શકાય. તાવ ઘણો ચડ્યો હોય, માથું દુઃખતું હોય, પેટમાં કે પેઢુમાં દુખાવો હોય, મૂગા મારથી કે બીજાં કારણથી કોઈ ઠેકાણે સોજો આવ્યો હોય, નસકોરી ફૂટી હોય, ખસ, ખરજવું વગેરે ચામડીના વિકારો થયા હોય, બંધકોશ રહેતો હોય, સારી ઊંઘ ન આવતી હોય, ઝેરી જંતુએ ડંખ માર્યો હોય — એ બધા ઉપર કાંકરી વિનાની ઝીણી માટીને પલાળી તેની લેપડી દુઃખની જગ્યાએ બાંધવી અને એક સુકાય એટલે બીજી મૂકવી એ ઘણો અકસીર કુદરતી ઇલાજ છે.

૮. જ્યાં શેકની જરૂર હોય, જેમકે ફોડાને પકાવવો હોય, શ્વાસોચ્છ્વાસમાં મૂંઝારો હોય, થાક કે શરદીનું કળતર હોય, ત્યારે ગરમ પાણીમાં રૂમાલને નિચોવી દાઝી ન જવાય એ રીતે શેક લેવાથી ઘણો આરામ મળે છે. રેતી, માટી કે ઈંટને તપાવી તેને કપડામાં વીંટાળી દઝાય નહિ એ રીતે પણ શેક લઈ શકાય.

---

* આ વિષે ગાંધીજીનું 'આરોગ્ય વિષે સામાન્ય જ્ઞાન' એ પુસ્તકનો અભ્યાસ કરવો.

૯. માણસ માંદો પડે કે તરત એનું બિછાનું બીજા માણસોથી જુદું પાડવું જોઈએ. એની આજુબાજુથી માણસો તેમ જ સરસામાનની ગરદી ઓછી કરવી જોઈએ. એને પુષ્કળ અજવાળું અને ઝપાટો ન લાગે છતાં પુષ્કળ હવા મળી શકે એમ સુવાડવો જોઈએ. એનાં કપડાં, ચાદર, ઓઢવાનું વગેરે સ્વચ્છ રાખવાં જોઈએ. એના ધાબળા, બિછાનું, તકિયા ઇત્યાદિને વારંવાર આકરો તડકો આપવો જોઈએ.

૧૦. દર્દીને દવા આપવાની જરૂર છે, તે કરતાં ઘણી વધારે જરૂર એના શરીર, મન તથા હોજરીને આરામ આપવાની છે. આમાંથી હોજરીને આરામ આપવાની વાત પર બહુ જ ઓછું લક્ષ અપાય છે.

૧૧. જ્યાં ભૂખમરામાંથી જ રોગ લાગુ પડ્યો ન હોય, ત્યાં દર્દીને ગમે તે રોગ થયો હોય, એમાં એની હોજરી ન બગડી હોય એવું ભાગ્યે જ બને છે. માટે સૌથી પહેલાં એની હોજરીને હલકી કરવી એ ઉપચારકનું પહેલું કામ છે. એ માટે એને બસ્તી (એનિમા) આપવી એ પહેલો ઉપાય છે, અને જો ઘણો તાવ ન હોય તો એકાદ જુલાબ આપી શકાય. આ સાથે એક કે બે ઉપવાસ કરાવવામાં તો હરકત ન જ હોય. જો દર્દી ઘણો અશક્ત હોય તો એને વધારે ઉપવાસ કરાવવા કે નહિ તે માટે અનુભવીની સલાહ લેવી આવશ્યક ગણાય. એવા સલાહકાર હોય કે ન હોય, પણ એટલું તો સમજી જ રખાય કે જ્યારે દર્દીનું લોહી રોગનાં ઝેરો સાથે લડાઈ ચલાવી રહ્યું હોય, ત્યારે અન્ન પચાવવાનો બોજો એના ઉપર ન હોવો જોઈએ, અને તેથી ખોરાક આપવો જ પડે તો તે હલકામાં હલકો અને માત્ર પ્રાણ ટકાવવા પૂરતો જ હોય.

૧૨. ગાય કે બકરીનું દૂધ એ એવો હલકામાં હલકો ખોરાક કહી શકાય. ૧૦ થી ૨૦ તોલા દૂધ એ મંદવાડ દરમ્યાન પ્રાણ ટકાવવા માટે પૂરતો ખોરાક ગણાય.

૧૩. પણ મંદવાડમાં તેમ જ ઉપવાસમાં દર્દીને ચોખ્ખું પાણી પુષ્કળ પ્રમાણમાં આપવું જોઈએ. પાણીની સાથે પાપડખાર (સોડા બાઈ-કાર્બ) અને થોડુંક નિમક આપવાં ઇષ્ટ છે. ખાટું લીંબુ પણ સામાન્ય રીતે આપી શકાય; અને ટાઢિયા તાવ વગેરેમાં જ્યારે ઊલટી થતી હોય કે માથું દુઃખતું હોય ત્યારે એ જરૂર આપવું.

૧૪. ટાઢિયા તાવમાં ક્વિનીન આપવું જ પડે એમ બને; પણ, સામાન્ય રીતે, દાક્તરો જેટલા મોટા પ્રમાણમાં આપે છે તેની, ઉપરની સાવચેતીઓ લેવાતી હોય તે, જરૂર પડતી નથી. ક્વિનીન લીંબુના રસમાં સોડા સાથે લેવાથી ઓછું નુકસાન કરવાનો સંભવ છે.

૧૫. તાવ ઘણો સખત હોય, અને તેને જલદી ઉતારવો ઇષ્ટ હોય તો ભીની ચાદરનો ઉપાય કરી શકાય છે. એ ઉપાય 'આરોગ્ય વિષેના સામાન્ય જ્ઞાન'માંથી સમજી લેવો.

૧૬. કોઈ મુદતિયો તાવ ન હોય, છતાં મંદવાડ લાંબો વખત ચાલે ત્યારે હવાફેરની જરૂર છે એમ સમજવું જોઈએ, અને દર્દીને જુદી જાતનાં હવાપાણીમાં લઈ જવો જોઈએ. આરોગ્ય માટે પ્રસિદ્ધ થયેલાં સ્થાનો જ શોધવાં જોઈએ એ આવશ્યક નથી.

૧૭. ઉપર જે ઇલાજો સૂચવ્યા છે તે ઓચિંતા મંદવાડો માટે છે. લાંબા અને જૂના રોગ, જેવા કે ક્ષય, કોઢ, રક્ત-

પિત્ત વગેરેના આવા ઇલાજો થઈ શકે ખરા, પણ તેમાં અનુભવીની સલાહ અને ધીરજની જરૂર રહે.

૧૮. દવાનો આધાર લેવાની ટેવ ખરાબ છે. કોઈ જૂના રોગો દવાથી મટતા જ નથી, એમ કહેવામાં અતિશયોક્તિ નથી.

૧૯. દાક્તરોએ દર્દીઓને સાદા ઉપચારો શીખવવા જોઈએ, અને દવા ઉપર વિશ્વાસ ન બેસાડવો જોઈએ.

૨૦. દાક્તરોની દવા પરનો વિશ્વાસ ઘણી વાર ભૂવાજતિના જંતરમંતર પરના વિશ્વાસ જેટલો જ વહેમયુક્ત હોય છે. રોગીને સારું કરનાર એના લોહીમાં રહેલી કુદરતી પ્રાણશક્તિ જ છે. એ શક્તિ ન હારી જાય તો રોગી બચી જાય છે. એને ન હારવા દેવા માટે ઉપર સૂચવેલા ઇલાજો પૂરતા છે એમ સમજવું જોઈએ. તે છતાં એ ન બચે તો જાણવું જોઈએ કે એનું આયુષ્ય આવી રહ્યું હતું. દાક્તરો તેમ જ ભૂવાઓની પાછળ દોડાદોડ અને પૈસાની ખુવારી ન કરવાં જોઈએ.

૨૧. સોડા બાઈ-કાર્બને જો દવા ગણીએ તો તે, અને કદીક એરંડિયા જેવો જુલાબ તથા ક્વિનીન, અને બાહ્ય ઉપચારોમાં આયોડિન — એથી વધારે ઔષધો રાખવાની ગ્રામસેવકને જરૂર નથી એમ કહી શકાય. એ ઉપરાંત બસ્તી (ઍનિમા)નું સાધન એની પાસે હોય તો એનું ઔષધાલય પૂરું થયું સમજવું.

# ૮

# આહાર

૧. માંસાહારની માણસને કશી આવશ્યકતા નથી.

૨. હિંદુઓની પડતી માંસાહાર છોડવાને લીધે થઈ છે એ માન્યતા વહેમ ભરેલી અને હકીકતે પણ ખોટી છે. કારણ, હિંદુ રાજાઓ અને લડાયક જાતિઓએ લાંબા કાળ સુધી માંસાહાર છોડેલો જણાતો નથી.

૩. માંસાહાર ન કરનારી પ્રજા શરીરે પૂરતી સશક્ત, નીરોગી અને બહાદુર ન થઈ શકે એમ માનવાને કશું કારણ નથી.

૪. નિરામિષ આહારનો પક્ષ લેતાં છતાં માંસાહારીનો દ્વેષ કરવો યોગ્ય નથી. હિંદુસ્તાનમાં ઘણી કોમોને તો કેવળ ગરીબાઈને લીધે જ માંસાહાર કરવો પડે છે.

૫. દૂધ પણ માંસ જ છે. છતાં એમાં પ્રાણીના વધરૂપી હિંસા નથી રહેલી એટલો તફાવત છે. ચિત્તશુદ્ધિમાં દૂધનો ખોરાક વિઘ્નરૂપ છે.

૬. પણ, નિરામિષભોજી હિંદુ પ્રજાને માટે પૂરતું પોષણ આપનારો દૂધને બદલે કોઈ બીજો વનસ્પતિજન્ય ખોરાક સૂચવી શકાતો નથી. આથી દૂધને માટે અપવાદ કર્યા વિના છૂટકો નથી એટલું જ નહિ, પણ દૂધ સૌ કોઈને મળી શકે એવા ઉપાયો લેવાની આવશ્યકતા છે.

૭. નિરામિષ આહારમાં વનપક અથવા વગર રાંધેલો ખોરાક કુદરતે નિર્માણ કરેલો હોવાથી શ્રેષ્ઠ છે. બીજાં સર્વે પ્રાણીઓ કુદરતે તૈયાર કરેલો ખોરાક એના મૂળ સ્વરૂપમાં જ ખાય છે. એમાં માણસનો અપવાદ હોવાનું કશું કારણ જણાતું નથી.

૮. છતાં એ કુદરતી સ્થિતિમાંથી આપણે પડીને રાંધવાની જંજાળ એવી વહોરી લીધી છે કે માનવપ્રજાનો મોટો ભાગ હવે કેવળ કુદરતી ખોરાક ઉપર નભવાને નાલાયક જેવો થઈ ગયો છે, અને જે ખોરાક સ્વાભાવિકપણે લઈ શકાતો હોવો જોઈએ તેને હવે કુશળ અન્નશાસ્ત્રીની સલાહ વિના લઈ શકાય જ નહિ એવી સ્થિતિ થઈ પડી છે.

૯. આથી રાંધવું એ ઘણાને માટે અનિવાર્ય થયું છે. છતાં, રાંધવું એટલે બાફવું, શેકવું કે ભૂંજવું હોય. પણ માણસ એટલેથી જ અટક્યો નથી. રાંધવાનો સુધારો (કે કુધારો?) દાખલ કર્યા બાદ એ જીભને લડાવવામાં પડ્યો, અને અનેક મસાલાના અને વાનીઓના પ્રકારો શોધ્યા. શરીરને નભાવવા માટે દવાની જેમ જ જેની આવશ્યકતા લેખાવી જોઈતી હતી, તે વસ્તુ જીવનનો એક મહત્ત્વનો વ્યવસાય બની ગઈ છે, અને તેની પાછળ જીવનનો ઘણો સમય અને શક્તિ બરબાદ જાય છે.

૧૦. આરોગ્યની દૃષ્ટિએ, વિકારોની દૃષ્ટિએ તેમ જ સમયની દૃષ્ટિએ મસાલાનો અને વાનીઓનો ઉપયોગ દોષરૂપ અને ત્યાજ્ય છે.

૧૧. શાક અને ફળને આપણે હિંદુસ્તાનમાં ખાઈએ છીએ એથી વધારે પ્રમાણમાં ખાવાની જરૂર છે. ખાસ

કરીને ટમાટા, મૂળા, કાકડી, કેટલીક ભાજીઓ ઇત્યાદિ શાકો વગર રાંધ્યે ખાવાની જરૂર છે. ખોરાકમાં દાળ કરતાં શાકની — અને ખાસ કરીને વગર રાંધેલા તાજા લીલા શાકની — વધારે જરૂર છે.

૧૨. ચા અને કૉફી એ સાવ નવાં વ્યસનો છે. એવા કોઈ પીણાની આપણને આદત જ નહોતી. એ પીણાંથી કશો લાભ થયો નથી. એ બન્ને નુકસાનકારક પદાર્થો છે. ચાની ખેતી માનવહિંસાથી ભરેલી છે. એ પીણાંઓએ ખોરાકી ખર્ચ નકામો વધારી મૂક્યો છે. એને લીધે ગામડાંઓમાં દૂધ રહેતું નથી, અને સાકરના વપરાશમાં હાનિકારક વધારો થયો છે.

૧૩. કેટલાક અનુભવીઓનો મત છે કે ચા, કૉફી, તમાકુ, ભાંગ, ગાંજો, અફીણ વગેરેના કોઈ વ્યસની સ્થિરવીર્યતાનો દાવો કરે તો તે માની શકાય નહિ.

## ૯

## વ્યાયામ

૧. નાનપણથી જેને પૂરતો શારીરિક શ્રમ કરવો પડે છે, તેને અખાડાની કસરતોની ભાગ્યે જ જરૂર છે.

૨. અખાડાની કસરતો મુખ્યત્વે બેઠાડુ ધંધો કરનારાઓને, સિપાઈગીરી કરનારાઓને અને ઉદરનિર્વાહાર્થે મલ્લગીરી કરનારાઓ માટે છે.

૩. અખાડાની કસરતોથી માણસ દીર્ઘાયુષી અને નીરોગી અથવા બહાદુર અને શ્રમસહિષ્ણુ બને જ છે એવો અનુભવ નથી. શરીરે પહેલવાન છતાં હૃદયના કાયર, અને કસરત સિવાય બીજી જાતની શારીરિક તાણ અને ટાઢતડકો પડતાં નરમ થઈ જનાર ઘણા કસરતબાજ માણસો જોવામાં આવે છે.

૪. અખાડાની કસરતો વિકારવર્ધક છે; કારણ કે એને પરિણામે, સામાન્યપણે, શરીરમાં ગરમી વધે છે અને ખોરાક તથા ભોગશક્તિને વેગ મળે છે.

૫. છતાં, અખાડાની કસરતોનો સાવ નિષેધ કરવાનો ઉદ્દેશ નથી. બીજી તાલીમોની જેમ એનેયે મર્યાદિત સ્થાન છે.

૬. સંઘવ્યાયામ — કવાયત, ડ્રિલ — એ અતિ ઉપયોગી તાલીમ છે, અને તેની સર્વે તરુણ-તરુણીઓને આવશ્યકતા છે.

૭. સાત્ત્વિક કસરતોમાં, શરીરની તંદુરસ્તી માટે મહત્ત્વની કસરત ચાલવાની છે. એને 'વ્યાયામનો રાજા' કહ્યો છે તે યથાર્થ છે.

૮. એ ઉપરાંત આસનો અને પ્રાણાયામ એ સાત્ત્વિક વ્યાયામો ગણી શકાય; કારણ કે એ વ્યાયામોનો પ્રધાન ઉદ્દેશ શરીરને ભોગી બનાવવાનો નહિ પણ શુદ્ધ બનાવવાનો છે. એથી ઘણા રોગો પણ સારા થાય છે.

૯. પણ એ વ્યાયામોનેયે જીવનનો વ્યવસાય કરી મૂકવો અને તેથી જે સિદ્ધિઓ પ્રાપ્ત થતી કહેવાય છે તેને ઉદ્દેશીને એની પાછળ પડવું એ તેનો દુરુપયોગ છે. શરીરમાં ભેગી થતી અશુદ્ધિઓને જેમ મળમૂત્રાદિ દ્વારા કાઢી નાખવામાં આવે છે, તેમ શરીરમાંની બીજી કેટલીક અશુદ્ધિઓને આસન અને પ્રાણાયામ દ્વારા કાઢી નાખવી એ જ એ વ્યાયામોનું પ્રયોજન છે.

# ખંડ ૧૧ મો: કેળવણી

## ૧

## કેળવણીનું ધ્યેય

૧. सा विद्या या विमुक्तये । જે મુક્તિને માટે લાયક કરે તે વિદ્યા; બાકી બધી અવિદ્યા.

૨. આથી જે ચિત્તની શુદ્ધિ ન કરે, મન અને ઇંદ્રિયોને વશ રાખતાં ન શીખવે, નિર્ભયતા અને સ્વાશ્રયિત્વ પેદા ન કરે, નિર્વાહનું સાધન ન બતાવે અને ગુલામીમાંથી છૂટવાની અને છૂટેલા રહેવાની ધગશ અને શક્તિ ન ઉપજાવે — તે કેળવણીમાં ગમે તેટલો માહિતીનો ખજાનો, તાર્કિક કુશળતા અને ભાષાપાંડિત્ય રહ્યાં હોય, છતાં એ કેળવણી નથી અથવા અધૂરી કેળવણી છે.

## ૨

# અરાષ્ટ્રીય કેળવણી

૧. ૮૦ કે ૮૫ ટકા માણસોનાં જીવનની જરૂરિયાતોનો વિચાર કરવાને બદલે, મુઠ્ઠીભર માણસોની જરૂરિયાતોનો અથવા રાજ્યનાં થોડાં ખાતાંઓની જરૂરિયાતોનો જ વિચાર કરી યોજાયેલી કેળવણી એ રાષ્ટ્રીય કેળવણી તો નથી જ, પણ ખોટી કેળવણી હોવાથી અવિદ્યા જ છે.

૨. એવી કેળવણીએ ભણેલા અને ન ભણેલા વચ્ચે મોટા અંતરાયો ઊભા કર્યાં છે, અને વિદ્વાનોને પ્રજાના આગેવાનો, માર્ગદર્શક અને પ્રતિનિધિ બનાવવાને બદલે પ્રજાથી વિખૂટા પડેલા, પ્રજાનાં જીવન અને ભાવનાઓને ન સમજનારા, તેમાં રસ લઈ ન શકનારા અને એમનો પક્ષ રજૂ કરવાને નાલાયક બનાવ્યા છે.

૩. એ કેળવણીએ પોતાનું મહત્ત્વ વધારવા માટે મકાનો, સાધનો, પુસ્તકો, મૃગતૃષ્ણાની જેમ દૂરથી મોહક લાગતા ફાયદાઓની આશાઓ અને ટાપટીપ વગેરેનો આડંબર રચી પ્રજાને દેવામાં ડુબાડી છે.

૪. એ કેળવણીએ પ્રજામાં અનેક વહેમો નિર્માણ કર્યા છે: જેમકે અક્ષરજ્ઞાન અને કેળવણી એ એક જ છે, અને તેના વિના કેળવણી હોઈ જ ન શકે; ભણેલો મજૂરનું જીવન ગુજારે તો તેણે કેળવણીને લજવી કહેવાય; કેળવાયેલો એટલે અંગ્રેજી ભણેલો, વગેરે.

૫. એ કેળવણીએ પ્રજાને ધર્મથી વિમુખ કરી છે, અને અનેક પેઢીઓથી પોષાયેલા ધર્મ અને સંયમના સંસ્કારોને ભૂંસી નાખવાનું જ કામ કર્યું છે.

૬. ચિત્તશુદ્ધિનાં મહત્ત્વનાં અંગો—ઈશ્વર, ગુરુ, વડીલ વગેરે વિષે ભક્તિ, નીતિમય જીવન માટે આગ્રહ, અને સંયમ તથા તપમાં શ્રદ્ધા એ દરેક બાબતમાં આધુનિક કેળવણીએ ભણેલાને સાશંક કે નાસ્તિક કરી મૂકવાની દિશામાં પ્રયત્ન કર્યો છે.

૭. જો ઉપરનાં પરિણામોથી કોઈ બચી ગયા છે તો તે કેળવણીને લીધે નહિ, પણ કેળવણી છતાં ઘરના ઉચ્ચ વાતાવરણને લીધે.

૮. એ કેળવણીએ ભોગ અને સંપત્તિમાં એટલી શ્રદ્ધા બેસાડી છે, કે તે ઓછાં થવાની ધાસ્તીથી જ ભણેલા નાહિંમત બની જાય છે અને સ્પષ્ટપણે સમજાતો ધર્મ આચરવા અશક્તિ બતાવે છે.

## ૩

# રાષ્ટ્રીય કેળવણી

૧. હિંદુસ્તાનની રાષ્ટ્રીય કેળવણી હિંદુસ્તાનની ૮૦ થી ૮૫ ટકા વસ્તીને કેવા પ્રકારનું જીવન ગાળવું પડે છે તેને વિચારીને યોજાયેલી હોવી જોઈએ.

૨. હિંદુસ્તાનની ૮૫ ટકા વસ્તી સીધી કે આડકતરી રીતે ખેતી ઉપર જીવન નભાવે છે; આથી એમની કેળવણી એમને સારા ખેડૂત કરવાની અને ખેતીની આજુબાજુ નભતા ધંધાઓનું જ્ઞાન આપવાની દૃષ્ટિથી યોજાવી જોઈએ.

૩. કેળવણીથી નિર્વાહનો પ્રશ્ન ઉકેલાવો જોઈએ; આથી ઔદ્યોગિક કેળવણી એ કેળવણીનું પ્રધાન અંગ હોવું જોઈએ.

૪. પ્રજાના નિર્વાહના પ્રશ્નનો ઉકેલ શોધ્યા વિના 'સંસ્કારો (Culture) આપવાની કેળવણી' કે 'ઈશ્વરનું જ્ઞાન આપવાની કેળવણી'ની વાતો વ્યર્થ છે.

૫. આવી કેળવણી ખેતરમાં કે ગામડાંમાં જ આપી શકાય. કસબામાં કે શહેરમાં એ કેળવણી મળી ન શકે.

૬. વળી, વાંચતાંલખતાં શીખ્યા પહેલાં કેળવણી પ્રાપ્ત થઈ જ ન શકે એમ હોય, તો હિંદુસ્તાનની પ્રજાને કેળવતાં દાયકાઓ જોઈએ.

૭. પણ અક્ષરજ્ઞાનનો (વાંચવાલખવાના જ્ઞાનનો) વિરોધ ન કરતાંયે કહેવું જોઈએ કે કેળવણી એના વિનાયે આપી શકાય અને આપવી જોઈએ.

૮. લખવાવાંચવાનું જ્ઞાન ન હોવા છતાં માણસ ગણતાં શીખી શકે, પોતાના ઉદ્યોગધંધાને લગતું પ્રાથમિક વિજ્ઞાન મેળવી શકે, સાહિત્ય સમજી શકે, સાંભળી શકે અને મોઢે કરી શકે, તથા શક્તિશાળી હોય તો સરજીયે શકે. વળી એનામાં સત્યની ધગશ હોય તો ઈશ્વરનું જ્ઞાન પણ એ મેળવી શકે.

૯. આપણા સેંકડો ભણેલાઓનો જ્ઞાનભંડાર — અનેક પુસ્તકો ઉથલાવ્યા છતાં — એટલો અલ્પ હોય છે કે એટલો ભંડાર મેળવવા લાખો લોકોને લખતાંવાંચતાં શીખવાની કડાકૂટમાં પડવાનું કહેવાને બદલે, જો તેઓ પોતાનું જ્ઞાન તેમને મોઢેથી આપે તો તેમનું ઘણાં વર્ષનું ભણતર થોડા કાળમાં જ તેઓ પ્રજાને પહોંચાડી શકે છે એમ અનુભવ થશે.

૧૦. વળી ભારતવર્ષની કેળવણીની પદ્ધતિ બિનખર્ચાળ જ હોવી જોઈએ.

૧૧. આથી એ કેળવણી થોડાં વર્ષમાં પૂરી કરવાનો મોહ ન હોવો જોઈએ. ઉદ્યોગ કરતાં અને આજીવિકા મેળવતાં મેળવતાં એ કેળવણી જન્મભર ચાલી શકે.

૧૨. એ કેળવણી પુસ્તકો ઉપર ઓછામાં ઓછો આધાર રાખનારી હોય. પુસ્તક ન હોય એમ નહિ, પણ વાચન કરતાં શ્રવણ, દર્શન અને ક્રિયા દ્વારા એ વધારે અપાતી હોય.

## ૪

# ઉદ્યોગ દ્વારા કેળવણી

૧. કેળવણીની શરૂઆત અક્ષરજ્ઞાનથી અને લેખનવાચન દ્વારા નહિ, પણ ઉદ્યોગથી અને તે દ્વારા થવી જોઈએ.

૨. ઉદ્યોગ એવો હોય, કે જે વાટે નિર્વાહ થઈ શકે, તેમાંથી ઉત્પન્ન થતી વસ્તુ પ્રજાના જીવનમાં ઉપયોગી હોય.

૩. આવી વસ્તુનું ઉત્પાદન કરાવતાં કરાવતાં જેટલું બને તેટલું તે ઉદ્યોગો સાથે જોડાયું હોય એવી રીતે સાહિત્ય, ગણિત, વિજ્ઞાન, ચિત્રકામ, ઇતિહાસ, ભૂગોળ વગેરે અનેક જરૂરી વિષયોનું જ્ઞાન બાળકને આપવું જોઈએ. આ રીતે ઉદ્યોગ એ માત્ર કેળવણીનો એક વિષય જ નહિ, પણ લગભગ બધા શિક્ષણનું એટલે માનસવિકાસનું વાહન પણ બનવું જોઈએ.

૪. જ્યાં સુધી એ ઉદ્યોગ દ્વારા ચાલતી શાળા શિક્ષકોનું ખર્ચ ન કાઢી શકે, ત્યાં સુધી એ શાળા તથા વિદ્યાર્થીઓએ સારી પ્રગતિ કરી છે એમ કહી શકાય નહિ.

૫. ખેતી અને વસ્ત્ર એ હિંદુસ્તાનના રાષ્ટ્રીય ઉદ્યોગો છે; આથી એ બે ધંધાઓનું પ્રાથમિક જ્ઞાન આપવાની દરેક શાળામાં સગવડ હોવી જોઈએ.

૬. એ બે ઉદ્યોગોનું પ્રાથમિક જ્ઞાન સૌને ફરજિયાત હોવું જોઈએ; કારણ, એમાંથી જેને નિર્વાહ નથી ચલાવવો તેનેયે પૂર્ણ કેળવણીની દૃષ્ટિએ એ જ્ઞાન મહત્ત્વનું છે.

૭. ખેતી અને વસ્ત્રના ધંધાઓની મદદમાં અને તેને

આધારે સુથાર, લુહાર, રંગાટ વગેરે ધંધાઓ છે. તેનું પણ સામાન્ય જ્ઞાન ખેડૂત તથા વણકરને આપવું જોઈએ.

૮. શેરડી, ગળી, તેલી બી વગેરેની ખેતી, તેમ જ આજુબાજુનાં જંગલોમાં થતી વનસ્પતિ અનેક પ્રકારના ઉદ્યોગોને પોષી શકે છે. એ ઉદ્યોગો શોધી તેની પણ કેળવણી તે તે સ્થાનોમાં આપવી જોઈએ.

# ૫

# બાળકેળવણી

૧. બાળકેળવણીની શરૂઆત અક્ષરજ્ઞાનથી નહિ, પણ સ્વચ્છતાની કેળવણીથી થવી જોઈએ.

૨. બાળકના શિક્ષક (બલ્કે શિક્ષિકા) બાળકને કક્કો ઘૂંટાવવાની ઉતાવળ નહિ કરે, પણ એને પોતાનાં હાથ, પગ, નાક, આંખ, દાંત, નખ વગેરેને સ્વચ્છ રાખતાં શીખવશે. એને નહાતાં અને કપડાં ધોતાં તથા રૂમાલથી નાક વગેરે લૂછતાં શીખવશે.

૩. ત્યાર બાદ એ બાળકની પાસે તકલી અને રેંટિયો મૂકી દેશે, અને કાંતણ સુધીની સર્વે ક્રિયાઓ ધીરજથી બતાવશે, અને તેમાં એનો હાથ બેસાડશે.

૪. વળી, લખતાંવાંચતાં ન આવડે ત્યાં સુધી એ એને અજ્ઞાન નહિ રાખે; પણ વાર્તાઓ દ્વારા ઇતિહાસ-

ભૂગોળનું જ્ઞાન આપશે, કથાઓ અને ભજનો દ્વારા ધર્મનું જ્ઞાન આપશે, પ્રત્યક્ષ અવલોકનથી પદાર્થવિજ્ઞાનનું, વનસ્પતિઓનું અને ભૂમિ તથા આકાશનું જ્ઞાન આપશે, પ્રત્યક્ષ પદાર્થોથી ગણિતનો ખ્યાલ આપશે, અને એ રીતે લખતાં આવડે તે પહેલાં એને ગુજરાતી ત્રણચાર ચોપડી જેટલું જ્ઞાન આપી દીધું હશે.

૫. વળી અક્ષર લખાવતાં પહેલાં એ એને ચિત્રો અને મરોડો કાઢતાં તથા પોતાના વિચારને ચિત્ર દ્વારા રજૂ કરતાં શીખવશે.

૬. અનેક ભજનો, શ્લોકો, કવિતાઓ મોઢે કરાવી, એ એની ઉચ્ચારશુદ્ધિ કરાવશે, અને નાના પ્રકારનું સાહિત્ય એને કંઠે કરાવશે.

૭. પછી એ એને સુંદર મરોડવાળા અને સ્પષ્ટ વાંચી શકાય એવા અક્ષર કાઢતાં શીખવશે. આમ અક્ષર લખાવવામાં કરેલી ઢીલથી બાળકને નુકસાન નથી થયું, પણ એની શક્તિ વધી છે એમ અનુભવ થશે.

# ૬

# ગ્રામિકની કેળવણી

૧. ગામડાંના મોટી ઉંમરના સર્વે માણસો અક્ષરજ્ઞાન મેળવે તો જ એ કેળવણી લઈ શકે એ વહેમ છોડી દેવાની જરૂર છે.

૨. જેમનામાં શક્તિ અને ઉત્સાહ હોય તેઓને અક્ષરજ્ઞાન આપવાનો પ્રયત્ન કરવો ઇષ્ટ છે. તેમને ઉત્તેજન આપવું જોઈએ, તથા તેમને માટે પૂરતી સગવડ પણ કરવી જોઈએ.

૩. પરંતુ ઘણા માણસોને મોટી ઉંમરે લખતાંવાંચતાં શીખવામાં રસ આવવો કઠણ છે. એવા માણસોથી મોટા-ઓની શાળામાં અવાય જ નહિ એમ ન હોવું જોઈએ.

૪. ગામડાંઓનો પુસ્તકભંડાર મર્યાદિત રહેવાનો, અને ગ્રામિકોની પુસ્તકો ખરીદવાની શક્તિ એથીયે અલ્પ હશે; આથી થોડુંઘણું લખતાંવાંચતાં આવડવાથી પોતાની મેળે જ્ઞાન વધારવાની બહુ શક્તિ આવી જાય છે એમ અનુભવ નથી.

૫. આથી જે ભણેલા છે તેઓ બીજાને વાંચીને શીખવે અને સમજાવે તથા તેમને માટે વ્યાખ્યાનો વગેરે યોજે, તો ગામડામાં ભણેલાને જેટલું જ્ઞાન વધારવાની શકયતા છે તેટલું વગર ભણેલા પણ પ્રાપ્ત કરી શકે.

૬. લખતાંવાંચતાં આવડવાથી સમજશક્તિમાં વધારો થાય છે એવું કાંઈ નથી, અને ઘણી વાર બુદ્ધિમાન ગામડિયો સાંભળીને જે જ્ઞાન મેળવે છે તે ભણેલા કરતાં વધારે હોય છે.

૭. જ્ઞાનનો મૂળ ઝરો પુસ્તકોમાં નથી, પણ અવલોકન, અનુભવ અને વિચારશક્તિમાં છે એ ભૂલી જવાથી આપણે પુસ્તકના જ્ઞાન પર વધારે ભાર મૂકી દઈએ છીએ.

## ૭

## સ્ત્રીકેળવણી

૧. પુરુષની જેમ સ્ત્રીનેયે કેળવણીનો પૂરો અધિકાર છે. અને પુરુષને જેવી કેળવણી મેળવવાની અનુકૂળતા હોય તેવી સ્ત્રીનેયે હોવી જોઈએ.

૨. પુરુષના કરતાં સ્ત્રીનો દરજ્જો અને અધિકાર ઓછા છે એ સંસ્કાર નિર્મૂળ કરવા ઘટે છે.

૩. પુરુષના જેવી કેળવણી મેળવવામાં સ્ત્રીને પ્રતિબંધ ન હોવો જોઈએ, છતાં સેંકડે નવ્વાણું ટકા સ્ત્રીઓને માતૃપદ ભોગવવાનું છે અને ઘરકામ કરવાનાં છે એ ખ્યાલમાં રાખી સ્ત્રીકેળવણીની યોજના થવી જોઈએ.

૪. એટલે કે, જેમ જેને ખેડૂત કે વણકર ન થવું હોય તેનેયે ૮૫ ટકાના ધંધાનું પ્રાથમિક જ્ઞાન હોવું જોઈએ, તેમ જેને માતૃપદ કે ઘર ન ચલાવવાનું હોય તેનેયે માતૃપદને તથા ગૃહિણીકર્મને અંગભૂત કેળવણી આપવી ઘટે છે.

# ૮

# ધાર્મિક કેળવણી

૧. ધાર્મિક કેળવણી વિનાની કેળવણી કેળવણીના નામને લાયક જ ગણી શકાય નહિ.

૨. દરેક બાળકને પોતે જે ધર્મમાં જન્મ્યો હોય તે ધર્મના મુખ્ય ગ્રંથો, મહાપુરુષો અને સંતો તથા તે ધર્મની માન્યતાઓનું શ્રદ્ધાપુરઃસર જ્ઞાન આપવું જોઈએ.

૩. અહીં ધર્મનો અર્થ વૈદિક, મુસલમાન, ખ્રિસ્તી, યહૂદી, પારસી, શીખ, જૈન, બુદ્ધ વગેરે મુખ્ય ધર્મો જ સમજવો; તેના સંપ્રદાયો કે પેટાશાખાઓનો સમાવેશ થતો નથી. સંપ્રદાયો કે પેટાશાખાઓના સંસ્કાર તેની ખાસ સંસ્થાઓ જ આપી શકે.

૪. બાળકના ધર્મ ઉપરાંત બીજા મહાન ધર્મોનું પણ સમભાવપૂર્વક સામાન્ય જ્ઞાન આપવાનો પ્રયત્ન કરવો જોઈએ.

૫. માણસને જેમ શરીર માટે ખોરાક, શ્રમ અને આરામની જરૂર છે, તેમ એના ચિત્તની ઉન્નતિ માટે ધર્મના

આલંબનની જરૂર છે. દરેક ધર્મ એવું આલંબન પૂરું પાડવા સમર્થ છે, અને તેથી કોઈને ધર્માન્તર કરવાની જરૂર પડતી નથી. દરેક ધર્મ મનુષ્યપ્રચારિત હોવાથી એમાં દોષો છે અને નિર્માણ થાય છે, અને તેને વારંવાર શુદ્ધ કરવાની જરૂર પડે છે; છતાં કોઈ ધર્મ સર્વથા ત્યાજ્ય થતો નથી. ધાર્મિક કેળવણીને પરિણામે આ સંસ્કાર નિર્માણ થાય એવી દૃષ્ટિ રાખવી જોઈએ.

૬. જુદા જુદા માનવસમાજોમાં જુદા જુદા ધર્મોની ઉત્પત્તિ થયેલી હોવાથી તેમાં સમાજરચનાના, વિધિઓના અને રૂઢિઓના પરસ્પર વિરોધી લાગે એવા ભેદો હોવા છતાં, દરેક ધર્મમાં સત્યરૂપી પરમેશ્વરની શોધ અને તેનું આલંબન, નીતિપરાયણ તથા સંયમી જીવન અને બીજા માટે ઘસાવાની તથા સ્વાર્થ કરતાં બીજાનું હિત તપાસવાની વૃત્તિ એ ધાર્મિક જીવનનાં સામાન્ય અંગો છે. એ સંસ્કારોનો નિરંતર મોટા ક્ષેત્રમાં વિકાસ એ ધાર્મિક જીવનનો વિકાસ છે. આથી ધાર્મિક કેળવણીમાં આ અંગોનું મહત્ત્વ સમજાવી, બાહ્ય ભેદોને ગૌણ સમજતાં શીખવવું જોઈએ.

૯

# કેળવણીનું વાહન

૧. ઉચ્ચમાં ઉચ્ચ કેળવણી સુધી સ્વભાષા એ જ કેળવણીનું વાહન હોવું જોઈએ.

૨. અંગ્રેજી જેવી અત્યંત વિજાતીય ભાષાને કેળવણીનું વાહન કરી, કેળવણી પાછળ લેવાયેલી અને લેવાતી ઘણી મહેનત નકામી ગઈ છે અને જાય છે.

૩. અંગ્રેજીના જ્ઞાન વિના ઉચ્ચ કેળવણી લઈ શકાય જ નહિ એ સ્થિતિ દયાજનક અને શરમાવનારી છે.

૪. કેળવણી ઘર ને ગામડાં સુધી પહોંચી શકી નથી, તેનું એક કારણ એ સ્વભાષા દ્વારા મળી નથી એ પણ છે.

૫. અંગ્રેજી ભાષા કેળવણીના વાહન તરીકે યોજાવાથી દેશની ભાષાઓની વૃદ્ધિ થઈ નથી, અને કેળવાયેલાઓની સ્વભાષાઓની સેવા એટલે અંગ્રેજીમાં કરેલા વિચારોનો સંસ્કૃત કે ફારસીમાં અનુવાદ કરી સ્વભાષાના પ્રત્યયો લગાડીને ઉપયોગ એવું લગભગ પરિણામ આવ્યું છે. આથી એ સાહિત્ય આમપ્રજામાં બહુ પહોંચી શક્યું નથી, અને તેમના પર અસર ઉપજાવી શક્યું નથી.

૬. પરભાષાના વાહનનું એવું દુષ્પરિણામ આવ્યું છે કે ઘણાક કેળવાયેલા લોકો વિચાર પણ અંગ્રેજી દ્વારા જ કરી શકે છે, સ્વભાષામાં કરી શકતા જ નથી. આ ખેદજનક સ્થિતિ છે.

૭. ગૂજરાત વિદ્યાપીઠ જેવી નાની સંસ્થામાંયે ગુજરાતીને કેળવણીનું વાહન કરવાથી ગુજરાતી ભાષાની કેટલી બધી સમૃદ્ધિ થઈ છે એ છેલ્લાં થોડાં વર્ષનો સાહિત્યનો ઇતિહાસ દેખાડી આપે છે.

૮. લોકમાન્યે મરાઠી ભાષા દ્વારા જ પોતાના પ્રાંતની સેવા કરવાથી એ ભાષાની થયેલી સમૃદ્ધિ પણ એ જ બાબતની સાક્ષી પૂરે છે.

## ૧૦

## અંગ્રેજી ભાષા

૧. અંગ્રેજી ભાષાના જ્ઞાન વિના કેળવણી અધૂરી જ ગણાય, એ વહેમમાંથી નીકળવાની જરૂર છે.

૨. અંગ્રેજી ભણેલાઓનું કર્તવ્ય છે કે અંગ્રેજી ભાષાના વિશાળ સાહિત્યમાંથી સુંદર રત્નો ચૂંટી ચૂંટી પોતપોતાની ભાષામાં ઉતારવાં. એ રત્નોનો આનંદ લેવા લાખો લોકોને અંગ્રેજી ભાષા શીખવાની કડાકૂટમાં ઊતરવા કહેવું એ ક્રૂરતા છે.

૩. વ્યવહારમાં અંગ્રેજી ભાષાનો ખપ પડે છે એ સાચું; પણ એવો વ્યવહાર તો મૂઠીભર લોકોને જ કરવો પડે છે. વળી એમાંનો ઘણો વ્યવહાર તો નિષ્કારણ અથવા આપણી ગુલામીને લીધે જ અંગ્રેજીમાં થાય છે. થોડા અંગ્રેજ અધિકારીઓને દેશની ભાષા શીખવાની મહેનતમાં ન ઊતરવું પડે તે માટે આખી પ્રજા ઉપર અંગ્રેજી શીખવાનો ભાર નાખવો એ પણ દેશ તરફથી બ્રિટિશ રાજ્યને અપાતી એક જાતની ભારે મહેસૂલ જ છે.

૪. અંગ્રેજી ભાષાને ફરજિયાત કરી બ્રિટિશ રાજ્યે પોતાના પાયા મજબૂત કર્યા છે અને ભાષાની ગુલામી સ્વીકારાવી પ્રજાને શરીરથી નહિ પણ મનથીયે ગુલામ બનાવી છે. શસ્ત્રને લઈ લેવાથી પ્રજાને જે નુકસાન થયું છે તેટલું જ કે રતિભાર વધારે નુકસાન અંગ્રેજીને લાદવાથી થયું છે.

૫. અંગ્રેજી ભાષાના જ્ઞાન વિના દેશના મહત્ત્વના કારભારોમાં ભાગ લઈ શકાય નહિ, એ રીતે ફરજિયાત જેવું કરેલું એનું શિક્ષણ શિક્ષણશાસ્ત્રની તેમ જ રાજકારણની દૃષ્ટિએ અત્યંત નુકસાનકારક છે.

૬. યુરોપની વિદ્યાઓ શીખવા માટે યુરોપની કોઈ ભાષાનું જ્ઞાન આવશ્યક છે એમ સ્વીકારીએ, તો તેટલા ઉપયોગ માટે જેટલું જ્ઞાન જરૂરનું છે તેને માટે આજના જેટલાં વર્ષો અને સમય આપવાં પડે નહિ. એ ભાષાજ્ઞાનનું ધ્યેય એ ભાષા સમજવા પૂરતું તેને મેળવવાનું હોય. આજે તો અંગ્રેજી ભાષા આપણી માતૃભાષા હોય અથવા તેથીયે વધારે મહત્ત્વની હોય તેમ તેના લેખન અને ઉચ્ચારણ ઉપર કાબૂ મેળવવાનાં

ફાંફાં મારવામાં આવે છે; અને પુષ્કળ વર્ષ સુધી શ્રમ લેવાતાં છતાં ઘણાખરાને એના ઉપર ભાંગ્યોતૂટ્યો જ કાબૂ મળે છે.

૭. આપણે સ્વભાષાને કે પડોશના પ્રાંતની ભાષાને શુદ્ધ રીતે બોલી કે લખી ન શકીએ તેથી ન શરમાઈએ, અને અંગ્રેજી ભાષામાં થતી ભૂલોથી શરમાઈએ કે તેવી ભૂલો કરનારની ઠેકડી કરીએ, એ તે ભાષાએ આપણા ઉપર કેટલો જાદુ ફેલાવ્યો છે તે બતાવે છે. વાસ્તવિક રીતે, અંગ્રેજી એ અત્યંત વિજાતીય ભાષા હોવાથી એના ઉચ્ચારણ અને લેખનમાં આપણાથી દોષો થાય તેમાં કશું નવાઈ જેવું નથી.

૮. પણ એ જાદુને લીધે આપણે કેળવણીના કાળનાં અર્ધાં કે વધુ વર્ષો એ ભાષા પર કાબૂ મેળવવા પાછળ ખર્ચીએ છીએ. વિદ્યાર્થીના કેટલાયે શ્રમ અને સમયનો આમ દુર્વ્યય થાય છે.

## ૧૧

# ભાષાજ્ઞાન

૧. વ્યવસ્થિત શિક્ષણમાં ભાષાના વિષયોમાં સૌથી પ્રથમ સ્થાન સ્વભાષાને મળવું જોઈએ. સ્વભાષામાં શુદ્ધ રીતે લખતાં, વાંચતાં અને બોલતાં આવડ્યા વિના અંગ્રેજી જેવી અત્યંત વિજાતીય ભાષાનું શિક્ષણ શરૂ થવું જ ન જોઈએ.

૨. સ્વભાષા પછી બીજું સ્થાન રાષ્ટ્રભાષાને હોય. રાષ્ટ્રભાષા એટલે હિંદુસ્તાની. એ વિષે આગળ વધારે કહેવાશે.

૩. ત્રીજું સ્થાન મૂળ ભાષાને મળે; એટલે કે હિંદુ વિદ્યાર્થીઓ માટે સંસ્કૃત, મુસલમાન વિદ્યાર્થીઓ માટે અરબી કે ફારસી, પારસીઓ માટે પહેલવી ઇત્યાદિ. સ્વભાષાના અને સ્વધર્મના પાયામાં એ ભાષાઓ હોવાથી એનું જ્ઞાન મહત્ત્વનું છે, અને ઠીક કેળવણી લીધેલા માણસને એનું સાધારણ સારું જ્ઞાન હોવું જોઈએ.

૪. ભાષાઓ શીખવા માટે જેની શક્તિ અને રુચિ છે તેમણે હિંદુસ્તાનની કેટલીક પ્રાન્તીય ભાષાઓ શીખવી જરૂરી છે. ખાસ કરીને દ્રાવિડી ભાષાઓમાંથી એકાદ શીખવાનો પ્રયત્ન કરવો જોઈએ. અને સંસ્કૃતમૂલક ભાષાઓમાંની તો એકાદ પણ હોય જ.

૫. કેળવણીની દૃષ્ટિએ અંગ્રેજીનું સ્થાન ત્યાર બાદ આવે. પણ વ્યાવહારિક દૃષ્ટિએ એનું મૂલ્ય વધારે અંકાયેલું છે; છતાં સ્વભાષા, રાષ્ટ્રભાષા અને મૂળ ભાષા પછી એનું સ્થાન હોય.

# ૧૨

## રાષ્ટ્રભાષા

૧. હિંદુસ્તાની — એટલે કે હિંદી અને ઉર્દૂ બન્નેથી મિશ્રિત — દિલ્હી, લખનૌ, પ્રયાગ જેવાં શહેરોમાં સામાન્ય લોકોમાં બોલાતી ભાષા — એ હિંદુસ્તાનની રાષ્ટ્રભાષા છે. દક્ષિણ હિંદુસ્તાનની પ્રજા સિવાય સામાન્ય રીતે એ આખા દેશમાં સેંકડો વર્ષથી વપરાતી આવી છે.

૨. કેળવાયેલા માણસને એ ભાષા શુદ્ધ રીતે બોલતાં, લખતાં અને વાંચતાં આવડવી જોઈએ.

૩. એ ભાષા નાગરી તેમ જ ઉર્દૂ બન્ને લિપિમાં લખાય છે; બન્ને લિપિઓનું જ્ઞાન દરેકને હોવું ઇષ્ટ છે.

૪. રાષ્ટ્રભાષા પ્રાન્તીય ભાષાને ગૌણ બનાવવા માટે સૂચવાતી નથી, પણ આખા દેશના વ્યવહાર માટે છે. રાષ્ટ્રભાષા તરીકે એનું સ્થાન નવું ઉપજાવેલું નથી, પણ જે વ્યવહારમાં છે તેને જ સ્વીકારેલું છે.

## ૧૩

# ઇતિહાસ

૧. ઇતિહાસનો વિષય ખોટા ઉદ્દેશથી અને ખોટા દૃષ્ટિબિંદુથી શીખવવામાં આવે છે. આથી ઇતિહાસરૂપે શીખવવામાં આવતી બીનાઓ ભલે સાચી હોય છતાં પ્રજાઓની ભૂતકાળની સ્થિતિનો એ ખોટો ખ્યાલ આપે છે.

૨. રાજવંશોની ઊથલપાથલ અને યુદ્ધોનાં વર્ણનો એ પ્રજાનો ઇતિહાસ નથી; હિંદુસ્તાનના જેવી પ્રજાનો તો નહિ જ. એ તો પ્રજાશરીર ઉપર ક્વચિત્ ફૂટી આવેલા ફોલ્લાઓના ઇતિહાસ જેવો ગણાય. પ્રજાજીવનમાં યુદ્ધો એ નિત્યજીવન નથી, પણ ઉલ્કાપાત છે. એના નિત્યજીવનમાં સમજાવટ, ભાઈચારો, પરસ્પર ઘસારો અને સહકાર હોય છે. એ દ્વારા થયેલી પ્રગતિને ઇતિહાસ બહુ ગૌણ રીતે વર્ણવે છે, અને તેથી ભૂતકાળ વિષે ભૂલભર્યું ચિત્ર રજૂ કરે છે.

૩. જો આવી રીતે ઇતિહાસ તપાસવામાં આવે તો એના નિત્યવ્યવહારમાં હિંસામય કલહ કરતાં અહિંસામય સત્યાગ્રહનો વધારે પ્રયોગ થયો છે એમ જણાશે.

૪. પણ ઇતિહાસના શિક્ષણમાં આટલો જ દોષ નથી. હાલ તો ઇતિહાસનું શિક્ષણ ઇરાદાપૂર્વક એવી રીતે અપાય છે, કે જેથી ખોટો ભાસ ઉત્પન્ન થાય; અને તેથી અંગ્રેજોના આવ્યા પહેલાંના કાળનું ઘણું અળખામણું ચિત્ર કાઢવામાં આવે છે, અને અંગ્રેજી રાજ્ય પ્રત્યે પ્રજા મોહમૂર્છામાં રહે એવી બાળપણથી જ પેરવી કરવામાં આવે છે. આમાં અસત્ય જ નથી પણ અપ્રામાણિકતાયે છે.

# ૧૪

# કેળવણીના ઇતર વિષયો

૧. સંગીતના શિક્ષણ ઉપર હિંદુસ્તાનમાં બહુ જ ઓછું ધ્યાન અપાયું છે. ચિત્તના ભાવોને જાગ્રત કરવામાં સંગીત બહુ મોટું સાધન છે, અને એ રીતે સાત્ત્વિક સંગીત આધ્યાત્મિક વિકાસમાં અગત્યનો ભાગ ભજવે છે. બાળકની એ મહત્ત્વની કુદરતી શક્તિ સાત્ત્વિક રીતે કેળવવી જોઈએ.

૨. કર્મેન્દ્રિયોનાં અને સમૂહોનાં કાર્યમાં કવાયતના જ્ઞાનને અભાવે અવ્યવસ્થા, વધારે પડતી શક્તિનો વ્યય, ગડબડઘોંઘાટ અને ઘણી વાર જાનમાલની ખુવારી પણ થાય છે. કવાયતની રીતે જ ઊઠવાની, ચાલવાની અને કામ કરવાની, અને ચાર માણસોનું ટોળું થતાં કવાયતની રીતે જ ગોઠવાઈ કામ કરવા લાગવાની ટેવ પડી જવી જોઈએ.

આથી ક્વાયતના શિક્ષણ ઉપર શાળાઓમાં સારી પેઠે ધ્યાન અપાવું જોઈએ, અને મોટાંઓને પણ એની તાલીમ આપવી જોઈએ.

૩. શસ્ત્રનો ત્યાગ હિંદુસ્તાનમાં જબરદસ્તીથી કરાવવામાં આવ્યો છે. હિંદુસ્તાનની પ્રજાએ એ ઇચ્છાપૂર્વક કર્યો નથી. શસ્ત્રધારણ કરવાનો અને લશ્કરી તાલીમ મેળવવાનો પ્રજાને હક છે. માટે એની તાલીમ પણ કેળવણીનો આવશ્યક વિષય છે.

## ૧૫

## શિક્ષક

૧. શિક્ષકનું ચારિત્ર ભલે ગમે તેવું હોય, એ માત્ર પોતાના વિષયમાં પ્રવીણ હોવો જોઈએ એ વિચાર દોષભર્યો છે.

૨. ચારિત્રહીન પણ પ્રવીણ શિક્ષકના હાથ તળે શીખી એકાદ વિષયમાં વિદ્યાર્થી પ્રવીણતા મેળવે, તે કરતાં એ ચારિત્રવાન પણ ઓછા પ્રવીણ શિક્ષકના હાથ તળે રહી ઓછી વિદ્યા ભણે એ હજારગણું વધારે સારું છે.

૩. શિક્ષક પોતાનો વિષય શીખવવાની જવાબદારી સમજે, પણ વિદ્યાર્થીના ચારિત્ર વિષે જવાબદારી ન માને એને શિક્ષક કહી શકાય જ નહિ.

૪. આદર્શ શિક્ષક વિદ્યાર્થીના અભ્યાસમાં જ નહિ, પણ એના આખાયે જીવનમાં રસ લે, અને એના હૃદયમાં ઊતરવા પ્રયત્ન કરે.

૫. એવો શિક્ષક વિદ્યાર્થીને ભયાનક કે યમ જેવો નહિ ભાસે પણ પૂજ્ય છતાં પોતાની માતા કરતાંયે વધારે નિકટ લાગશે.

૬. શિક્ષકે પોતાની લાયકાત વધારવા હંમેશાં પ્રયત્નશીલ રહેવું જોઈએ; અને પોતાના વિષયોમાં છેલ્લામાં છેલ્લી માહિતી એકઠી કરી, તૈયાર થઈને જ વર્ગ લેવો જોઈએ.

૭. એટલે કે શિક્ષકે વિદ્યાર્થી કરતાંયે વધારે સારું વિદ્યાર્થીજીવન ગાળવું જોઈએ અને અભ્યાસરત રહેવું જોઈએ.

૮. પૂરી તૈયારી કર્યા વિના વર્ગ લેનાર શિક્ષક વિદ્યાર્થીનો અમૂલ્ય સમય બગાડે છે.

૯. શિક્ષકે શીખવવાની સારામાં સારી રીત શોધ્યા જ કરવી જોઈએ અને દરેક વિદ્યાર્થીની ખાસિયત તપાસી તેને જે રીતે એના વિષયમાં સૂઝ પડે અને રસ ઉત્પન્ન થાય તેવા ઉપાય ખોળવા જોઈએ. અને વિદ્યાર્થીઓને શંકા પૂછવા તક આપી તેમનું સમાધાન કરવું જોઈએ.

૧૦. મારવું, ગાળ દેવી, તિરસ્કાર કરવો કે બીજી કોઈ શિક્ષા કરવી, એની શિક્ષકોને મનાઈ હોવી જોઈએ.

૧૧. સારી રીતે કામ કરવા ઇચ્છનાર શિક્ષક ઘણા મોટા વર્ગો ઉપર ધ્યાન ન આપી શકે એ દેખીતું છે.

૧૨. સેંકડો વિદ્યાર્થીઓની શાળાઓ પણ ઇષ્ટ નથી.

## ૧૬

# વિદ્યાર્થી

૧. વિદ્યા વિનયથી શોભે છે એટલું જ નહિ, પણ વિનય વિના પ્રાપ્ત થતી પણ નથી.

૨. વિદ્યાર્થીએ શિક્ષક પ્રત્યે ગુરુભાવે એટલે શ્રદ્ધાથી, વિનયથી અને સેવાવૃત્તિથી વર્તવું જોઈએ. શિક્ષક કહે તે પોતાના હિતનું જ છે એમ શ્રદ્ધા રાખવી જોઈએ.

૩. એવી શ્રદ્ધાને યોગ્ય શિક્ષક નથી એમ ખાતરી થાય, તો વિનય ન છોડતાં શિક્ષકનો જ ત્યાગ કરવો જોઈએ.

૪. વિદ્યાર્થીએ શિક્ષકને પ્રશ્નો પૂછી પોતાની શંકાઓ ટાળવી જોઈએ.

૫. વિદ્યાર્થીએ શિક્ષક પાસેથી બધું જ્ઞાન કાઢી લેવું છે એવી અધીરાઈ ન દેખાડવી જોઈએ. વિનયથી જેણે શિક્ષકનું મન પ્રસન્ન કર્યું છે, તેને પોતાનું સર્વ જ્ઞાન આપવું એવી શિક્ષકને જ અધીરાઈ ઉત્પન્ન થાય છે; અને જ્યાં સુધી શિક્ષકને એમ થાય નહિ ત્યાં સુધી વિદ્યાર્થીએ ધીરજ રાખવી જોઈએ.

૬. પણ શિક્ષક જ્ઞાન વરસાવવા માંડે ત્યારે વિદ્યાર્થીએ પ્રમાદી થઈ તક ગુમાવવી ન જોઈએ.

## ૧૭

# છાત્રાલય

૧. છાત્રાલય એટલે વિદ્યાર્થીને રહેવાજમવાની સગવડ કરી આપનાર વીશી નથી.

૨. છાત્રાલયનું મહત્ત્વ શાળા કરતાંયે વધારે છે. એ તો માતાપિતાના ઘરની અવેજીમાં હોય; એટલું જ નહિ પણ માતાપિતાના ઘરમાં જે સંસ્કારો મળી નથી શકતા તે આપવાની એ અભિલાષા રાખે.

૩. આથી શાળાના આચાર્ય કે વર્ગશિક્ષક કરતાંયે છાત્રાલયનો ગૃહપતિ વધારે લાયક માણસ હોવો જોઈએ. એનામાં શિક્ષક ઉપરાંત માતાપિતાના ગુણો હોવા જોઈએ.

૪. એની નજર વિદ્યાર્થીઓનાં એકેએક કાર્ય અને સોબત ઉપર ફરતી રહેવી જોઈએ.

૫. છોકરાઓ ભેગા રહે ત્યાં ઉઘાડા તેમ જ ગુપ્ત દોષો દર્શન દીધા કરે છે. ગૃહપતિ એને વિષે અત્યંત ચકોરતા રાખે.

૬. છાત્રાલયમાં પંક્તિભેદ ન હોવો જોઈએ.

૭. બનતા સુધી એમાં નોકરચાકર ન હોવા જોઈએ; અને વિદ્યાર્થીઓનાં અંગત કામો તો વિદ્યાર્થીઓએ જાતે જ કરવાં જોઈએ.

૮. છાત્રાલયનું ખર્ચ ગરીબ દેશને પાલવે એટલું જ આવવું જોઈએ.

૯. વિદ્યાર્થીઓને નિયમિત રીતે મિષ્ટાન્ન મળવું જ જોઈએ એવો રિવાજ સારો નથી.

૧૦. છાત્રાલય સાદાઈનું, કરકસરનું અને સંસ્કારિતાનું દર્શન કરાવનાર હોવું જોઈએ. છાત્રાલયમાં જઈ વિદ્યાર્થી વધારે વરણાગિયો, ખર્ચાળ અને ઉચ્છૃંખલ થાય, તો તે છાત્રાલય સફળતા મેળવતું નથી એમ કહેવું જોઈએ.

## ૧૮

## કેળવણીનું ખર્ચ

૧. કેળવણી ભારે ખર્ચાળ થઈ પડી છે એ કેળવણીની દિશા ભૂલભરેલી છે એમ બતાવે છે.

૨. કેળવણી એવી રીતે યોજાવી જોઈએ કે જેથી શિક્ષક અને વિદ્યાર્થી પોતાનાં અન્નવસ્ત્રનો ખર્ચ તો પોતાની મજૂરીમાંથી જ મેળવી શકે. માત્ર મકાનો, સાધનો વગેરે માટે જ પ્રજા પાસે ખર્ચ માગવાપણું રહેવું જોઈએ

૩. આજે આમ થઈ શકતું નથી, કારણ કે શિક્ષકો તથા વિદ્યાર્થીઓ બન્ને મહેનત કરવા માટે પૂરતા કેળવાયેલા અને ટેવાયેલા નથી. પણ પ્રયત્ન એ દિશામાં થવો જોઈએ એ વિષે શંકા નથી.

૪. જેટલું શિક્ષણ બાળક પોતાના ઘરમાં જ મેળવી લે, તેટલું આપવામાં શાળાને રોકાવું ન પડે. આથી માબાપને સંસ્કારી કરવાથી કેળવણીનું ખર્ચ ઓછું થશે.

૫. જે પ્રાથમિક કેળવણી કહેવાય છે તે મોટે ભાગે આમ ઘરમાં જ મળી રહેવી જોઈએ.

# ૧૯

# ઉપસંહાર

[પૂજ્ય ગાંધીજીએ લખવા માંડેલા 'સત્યાગ્રહાશ્રમના ઇતિહાસ'માં કેળવણી વિષેના પ્રકરણમાં પોતાના અભિપ્રાયોનો એમણે નીચે પ્રમાણે ઉપસંહાર કર્યો છે. તે જ આ ખંડમાં જોડી દઉં છું. એ હસ્તલેખની ભાષામાં તથા નીચેની ભાષામાં જ્યાં થોડોક ફરક છે, તે ગાંધીજીએ જ આ પુસ્તક સુધારતાં કરેલો છે. આમાંના વિચારો બીજાં પ્રકરણોમાં એક યા બીજે રૂપે આવી ગયા છે જ. —**કિ. ઘ. મ.**]

કેળવણી વિષે મારી માન્યતા નીચે પ્રમાણે છે:

## પ્રથમ કાળ

૧. બાળકો અને બાળાઓને સાથે કેળવણી આપવી જોઈએ. બાલ્યાવસ્થા આઠ વર્ષ લગી ગણવી.

૨. તેઓનો વખત મુખ્યત્વે શારીરિક કામમાં ગળાવો જોઈએ, અને તે કાર્ય પણ કેળવણીકારની દેખરેખ નીચે. શારીરિક કામ કેળવણીના વિભાગ તરીકે ગણવું જોઈએ.

૩. પ્રત્યેક બાળકબાળાનું વલણ પારખીને તેને કામ સોંપવું જોઈએ.

૪. દરેક કામ લેતાં પ્રત્યેક કાર્યનાં કારણની માહિતી આપવી.

૫. બાળક સમજણું થાય ત્યારથી તેને સામાન્ય જ્ઞાન અપાવું જોઈએ. તેનું આ જ્ઞાન અક્ષરજ્ઞાનની પૂર્વે શરૂ થવું જોઈએ.

૬. અક્ષરજ્ઞાનને લેખન(ચિત્ર)કળાનો વિભાગ ગણી પ્રથમ બાળકને ભૂમિતિની આકૃતિઓ કાઢતાં શીખવી, તેનાં આંગળાં ઉપર તેને કાબૂ જામે ત્યારે તેને અક્ષર ચીતરતાં શીખવાય. એટલે કે તેને પ્રથમથી જ શુદ્ધ અક્ષર કાઢતાં શીખવવું.

૭. લખતાં પહેલાં વાંચતાં શીખે. એટલે કે અક્ષરોને ચિત્ર સમજી તેને ઓળખતાં શીખે ને પછી ચિત્ર કાઢે.

૮. આવી રીતે જે બાળક શિક્ષકને મુખેથી જ્ઞાન પામે તે આઠ વર્ષની અંદર તેના ગજા પ્રમાણે ઘણું જ્ઞાન પામતો હોવો જોઈએ.

૯. બાળકોને પરાણે કંઈ જ ન શીખવવું.

૧૦. જે શીખે તેમાં તેને રસ આવવો જ જોઈએ.

૧૧. બાળકને શિક્ષણ રમતની જેમ લાગવું જોઈએ. રમત પણ શિક્ષણનો આવશ્યક વિભાગ છે.

૧૨. બાળકોની બધી કેળવણી માતૃભાષા મારફત થવી જોઈએ.

૧૩. બાળકોને હિંદીઉર્દૂનું જ્ઞાન રાષ્ટ્રભાષા તરીકે અપાવું જોઈએ. તેનો આરંભ અક્ષરજ્ઞાન પૂર્વે થવો જોઈએ.

૧૪. ધાર્મિક કેળવણી આવશ્યક સમજવી જોઈએ. તે પુસ્તક મારફતે નહિ પણ શિક્ષકના વર્તનમાંથી બાળક પામે, અને તેને મુખેથી.

## બીજો કાળ

૧૫. નવથી સોળ વર્ષનો બીજો કાળ છે.

૧૬. બીજા કાળમાં પણ અંત લગી બાળકબાળાની કેળવણી સાથે હોય તો સારું.

૧૭. બીજા કાળમાં હિંદુ બાળકને સંસ્કૃતનું જ્ઞાન મળવું જોઈએ. મુસલમાનને અરબીનું.

૧૮. આ કાળમાં પણ શારીરિક કામ તો ચાલતું જ હોય. અક્ષરજ્ઞાનનો સમય આવશ્યકતા પ્રમાણે વધારવો જોઈએ.

૧૯. આ કાળમાં બાળકના માબાપનો ધંધો જો નિશ્ચિત થયેલો જોવામાં આવે તો તેને તે ધંધાનું જ્ઞાન મળવું જોઈએ, અને તેને એવી રીતે તૈયાર કરવો જોઈએ કે જેથી તે બાપીકા ધંધામાંથી પોતાની આજીવિકા મેળવવાનું પસંદ કરે. આ નિયમ બાળાને લાગુ નથી પડતો.

૨૦. સોળ વર્ષ લગીમાં બાળકબાળાને જગતના ઇતિહાસભૂગોળનું અને વનસ્પતિશાસ્ત્ર, ખગોળ, ગણિત, ભૂમિતિ, બીજગણિતનું સામાન્ય જ્ઞાન હોવું જોઈએ.

૨૧. સોળ વર્ષનાં બાળકબાળાને સીવતાં, રસોઈ કરતાં આવડવું જોઈએ.

## ત્રીજો કાળ

૨૨. સોળથી પચીસ વર્ષ લગીનો ત્રીજો કાળ ગણું છું. તે કાળમાં પ્રત્યેક જુવાન કે યુવતીની ઇચ્છા અને તેના સંજોગો પ્રમાણે તેને કેળવણી મળે.

૨૩. નવ વર્ષ પછીથી શરૂ થતી કેળવણી સ્વાવલંબી હોવી જોઈએ. એટલે કે વિદ્યાર્થી શીખતાં શીખતાં એવા ઉદ્યોગોમાં રોકાયેલો હોય કે જેનું ઉત્પન્ન શાળાનું ખર્ચ ચલાવે.

૨૪. શાળામાં ઉત્પન્ન તો પ્રથમથી જ શરૂ થાય. પણ પ્રથમના વર્ષમાં ખર્ચ પૂરું થવા પૂરતું ન થાય.

૨૫. શિક્ષકવર્ગના પગાર મોટા હોઈ ન શકે, પણ તેને પેટપૂરતું મળે. તેઓમાં સેવાવૃત્તિ હોવી જોઈએ. પ્રાથમિક શિક્ષાને સારુ ગમે તેવા શિક્ષકથી ચલાવી લેવાનો રિવાજ નિંદ્ય છે. શિક્ષકમાત્ર ચારિત્રવાન હોવા જોઈએ.

૨૬. શિક્ષકને સારુ મોટાં ને ખરચાળ મકાનોની આવશ્યકતા નથી.

૨૭. અંગ્રેજીનો અભ્યાસ ભાષા તરીકે જ હોય અને તેને શિક્ષણક્રમમાં સ્થાન હોવું જોઈએ. હિંદી જેમ રાષ્ટ્રભાષા છે તેમ અંગ્રેજીનો ઉપયોગ પરરાષ્ટ્રોની સાથેના વ્યવહાર ને વ્યાપારને સારુ છે.

*　　*　　*

## સ્ત્રી કેળવણી*

(૨૮) સ્ત્રીઓની ખાસ કેળવણી કઈ ને ક્યાંથી શરૂ થવી જોઈએ એ વિષે જોકે મેં વિચાર્યું ને લખ્યું છે તોય મારા વિચારો નિશ્ચયાત્મક નથી કરી શક્યો. આટલો દૃઢ અભિપ્રાય છે કે જેટલી સગવડ પુરુષને તેટલી જ સ્ત્રીને મળવી જોઈએ. અને જ્યાં ખાસ સગવડની આવશ્યકતા હોય ત્યાં ખાસ સગવડ મળવી જોઈએ.

## પ્રૌઢ કેળવણી

(૨૯) પુખ્ત ઉંમરે પહોંચેલાં સ્ત્રીપુરુષો જે કેવળ નિરક્ષર છે તેઓને સારુ વર્ગોની આવશ્યકતા છે જ. પણ તેઓને અક્ષરનું જ્ઞાન હોવું જ જોઈએ એવી મારી માન્યતા નથી. તેઓને સારુ વ્યાખ્યાનો વગેરે દ્વારા સામાન્ય જ્ઞાન મળવાની સગવડ હોવી જોઈએ, અને જેને અક્ષરજ્ઞાન લેવાની ઇચ્છા હોય તેને સારુ પૂરતી સગવડ હોવી જોઈએ.

---

* ૨૮મી અને ૨૯મી કંડિકાઓ ગાંધીજીએ ઉપસંહારના ક્રમમાં લખેલી નથી, પણ એ જ પ્રકરણમાં સ્વતંત્ર રીતે મૂકેલી છે. તેથી, એ કંડિકાઓના આંકડા કૌંસમાં બતાવ્યા છે.

# ખંડ ૧૨ મો : સાહિત્ય અને કળા

## ૧

## સામાન્ય ટીકા

૧. સાહિત્ય અને કળાએ સત્ય, હિતકર અને ઉપયોગી-પણાની કસોટીમાંથી પસાર થવું જ જોઈએ.

૨. સત્ય અહીં વિશાળ અર્થમાં સમજવું. વિગતો અથવા બીનાઓની સત્યતાના અર્થમાં નહિ, પણ સિદ્ધાંત અથવા આદર્શની સત્યતાના અર્થમાં. દાખલા તરીકે, હરિશ્ચંદ્ર કે રામની કથા કેવળ કાલ્પનિક હોય એમ બને. પણ એ કથાથી ઊપજતા સિદ્ધાંતો અને આદર્શો સત્ય, હિતકર અને ઉપયોગી છે, તેથી એ કથાનું સાહિત્ય એ કસોટીમાંથી પસાર થાય છે.

૩. બીનાઓ અને વર્ણનો સત્ય અને આબેહૂબ ચિતાર રજૂ કરનારાં હોય, તેથી તે યોગ્ય પ્રકારનાં સાહિત્ય અને કળા છે એમ ન કહેવાય. ઘણી બીનાઓ સત્ય હોવા છતાં અહિતકર અને નિરુપયોગી અથવા હાનિકર હોય છે. તેને

રજૂ કરનારાં સાહિત્ય અને કળા નુકસાનકારક જ છે. દાખલા તરીકે, વેશ્યાના ઘરનો ચિતાર.

૪. ઘણી વાર સત્ય, નીતિ, ધર્મ ઇત્યાદિનો છેવટનો જય બતાવ્યા છતાં તેની પહેલાંનું અસત્ય, અનીતિ, અધર્મ વગેરેનું ચિત્ર એટલું બીભત્સ રીતે ચીતરવામાં આવે છે કે લોકોની હલકી વૃત્તિઓ એથી ઉશ્કેરાય છે. આવાં સાહિત્ય અને કળા પણ ગંદાં જ ગણાય.

## ૨

## સાહિત્યની શૈલી

૧. કેટલુંક સાહિત્ય વિદ્વાનો અથવા પરંપરામાં આવેલા લોકો જ સમજી શકે એવું હોય છતાં ઉત્કૃષ્ટ હોય છે એ સાચું; પણ સાધારણ રીતે એ સાહિત્યનો ગુણ નહિ પણ ખામી ગણાવી જોઈએ. ખાસ કારણ ન હોય તો સાહિત્ય ઉત્કૃષ્ટ હોય છતાં સામાન્ય લોકો સમજી શકે એવી ભાષા વાપરવાનો સાહિત્યકારનો પ્રયત્ન હોવો જોઈએ.

૨. આમાં અપવાદ હોઈ શકે છે; તેમાંના કેટલાક નીચે મુજબ:

(क) ભાષા સરળ અને સહેલી હોય છતાં વિષય નવો, અસામાન્ય, કઠણ અને ઊંડો વિચારાયેલો હોય, તેવું સાહિત્ય સામાન્ય માણસો બીજાની મદદ વિના ન સમજી શકે એમ

અને. દાખલા તરીકે ગીતા. સામાન્ય સંસ્કૃત ભણેલો માણસ ભાષાદૃષ્ટિએ ગીતા સમજી શકે એટલી એની શૈલી સહેલી છે એમ કહી શકાય; છતાં સામાન્ય માણસો — સંસ્કૃત જાણતા છતાં — એનું તાત્પર્ય ન ગ્રહણ કરી શકે અને વિદ્વાનોની ટીકાઓનો આશ્રય શોધે; કારણકે એનો વિષય કઠણ અને ઊંડો વિચારાયેલો છે, અને કેવળ ભાષાજ્ઞાનથી સમજી શકાય એવો નથી.

(ख) એ જ પ્રમાણે શાસ્ત્રીય ગ્રંથો જેમાં ખાસ પરિભાષા વાપરવામાં આવી હોય તે સામાન્ય લોકો ન સમજી શકે તેમાં એ ગ્રંથોનો દોષ ન ગણાય. જેમકે તર્કશાસ્ત્રનું, કાયદાનું કે વૈદકનું પુસ્તક.

(ग) મનોરંજનાર્થે જોડેલા કોયડાઓ, ઉખાણાં, કબીર જેવાનાં ગૂઢ કાવ્યો, 'અવળી વાણી' વગેરેના અર્થો ઘણુંખરું પરંપરાથી જ જાણી શકાય છે. આવું સાહિત્ય અલ્પ પ્રમાણમાં અને જ્ઞાનદાયી તથા નિર્દોષ હોય તો તેનો કોઈ વિરોધ નહિ કરે.

૩. પહેલા બે પ્રકારના અપવાદમાં જણાવેલા સાહિત્ય-માંથી સામાન્ય લોકો માટે જેટલું આવશ્યક અને ઉપયોગી હોય તેટલું સરળ ભાષામાં રજૂ કરવું એ પણ તે વિષયમાં પ્રવીણ થયેલાઓની એક ફરજ છે.

૩

# ભાષાંતરો

૧. બીજી ભાષાના ઉત્કૃષ્ટ સાહિત્યનો પરિચય પોતાની ભાષાના લોકોને કરાવવો એ પણ સાહિત્યનું એક ઉપયોગી અંગ છે.

૨. સારા ભાષાંતરમાં નીચેના ગુણ હોવા જોઈએ :

(क) એ જાણે સ્વભાષામાં જ વિચારાયું અને લખાયું હોય એવું સહજ અને સરળ હોવું જોઈએ. જે ભાષામાંથી ઉતારાયું હોય તે ભાષાના રૂઢિપ્રયોગો અને શબ્દોના વિશેષ અર્થો ન જાણનાર એને સમજી ન શકે એવું તે ન હોવું જોઈએ.

(ख) એવા રૂઢિપ્રયોગો ભાષાંતરમાં યોજવા જ પડે, અથવા મૂળ શબ્દનો ભાવ સ્પષ્ટ કરવા જે શબ્દ યોજવા પડે તથા સ્વભાષાના લોકોને અપરિચિત હોય એવાં દૃષ્ટાંતો, રૂપકો કે દંતકથાઓનો ઉલ્લેખ કરવો પડે તો તેને સમજાવવા પૂરતી ટીપ આપવી જોઈએ.

(ग) ભાષાંતરકારે જાણે મૂળ પુસ્તકને પી જઈને તથા પચાવીને એને ફરીથી સ્વભાષામાં ઉપજાવ્યું હોય એવી એ કૃતિ લાગવી જોઈએ.

(घ) મૂળ પુસ્તક જે ખૂબીઓને લીધે પંકાયું અને ઉત્કૃષ્ટ ગણાયું હોય તે ગુણો જો ભાષાંતરમાં ન ઊતરે તો તે ભાષાંતર ઊતરતી પંક્તિનું જ ગણાય.

(च) સામાન્ય રીતે મૂળ પુસ્તકને બદલે તેનો આધાર આપી શકાય એટલું એ પ્રમાણકારક હોવું જોઈએ.

૩. આથી સ્વતંત્ર પુસ્તક કરતાં ભાષાંતર કરવાનું કામ હમેશાં સહેલું નથી હોતું. મૂળ લેખક સાથે જે પૂરેપૂરો સમભાવી અને એકરસ થઈ શકે નહિ અને એના મનોગતને પકડી લે નહિ તેણે તેનું ભાષાંતર કરવું ન જોઈએ.

૪. ભાષાંતર કરવામાં જુદી જુદી જાતનો વિવેક કરવો જોઈએ; કેટલાંક પુસ્તકોનું અક્ષરશઃ ભાષાંતર કરવું આવશ્યક ગણાય; કેટલાંકનો માત્ર સાર આપી દેવો બસ ગણાય; કેટલાંક પુસ્તકનાં ભાષાંતર સ્વસમાજને સમજાય એ રીતે વેશાંતર કરીને જ આપવાં જોઈએ; કેટલાંક પુસ્તકો તે ભાષામાં ઉત્કૃષ્ટ ગણાતાં હોય છતાં પોતાનો સમાજ અતિશય જુદા પ્રકારનો હોવાથી તેના ભાષાંતરની સ્વભાષામાં જરૂર જ ન હોય; અને કેટલાંક પુસ્તકોનાં અક્ષરશઃ ભાષાંતર ઉપરાંત સારરૂપ ભાષાંતરની પણ જરૂર ગણાય.

## ૪

# જોડણી

૧. ગુજરાતી ભાષામાં જોડણી વિષે અરાજકતા જેવું વર્તે છે તે ઇષ્ટ નથી.

૨. વ્યાકરણ અને જોડણીના નિયમો ભાષાની વૃદ્ધિ સાથે થોડા ઘણા બદલાતા રહે એ સમજી શકાય એવું છે; છતાં સામાન્ય વ્યવહારના શબ્દો અને તેનાં રૂપોના વ્યાકરણ તેમ જ જોડણીના નિયમો નિશ્ચિત થઈ જવા ઘટે છે.

૩. કેટલાક વિરલ શબ્દોની જોડણી વિષે વિદ્વાનોમાં મતભેદ હોય એમ દરેક ભાષામાં બને છે. પણ સામાન્ય શબ્દોની બાબતમાં વિદ્વાનોએ પ્રજાને એક જ જાતની જોડણીની ભલામણ કરવી જોઈએ.

૪. એ ભલામણ કરવામાં ચાલુ રૂઢિ, લખવા તથા છાપવાની સગવડ, ઉચ્ચાર, વ્યાકરણના નિયમ તથા વ્યુત્પત્તિ, એ સર્વ બાબતો ઉપર યથાયોગ્ય ધ્યાન આપવું જોઈએ, તથા કોઈ ઠેકાણે એકને તો બીજે ઠેકાણે બીજી બાબતને મહત્ત્વ આપવાની જરૂર સમજવી જોઈએ. સામાન્ય લોકો જોડણીની બાબતમાં મૂંઝવણમાં ન પડે એ દૃષ્ટિ રાખવી જોઈએ.

૫. એ દૃષ્ટિએ ગૂજરાત વિદ્યાપીઠે જોડણીના નિયમો ઠરાવી 'જોડણીકોશ' રચવાનો પ્રયત્ન કર્યો છે તથા તેને બીજી પણ કેટલીક સંસ્થાઓએ માન્યતા આપી છે. તેને જ સામાન્ય લોકોએ અનુસરવાની સલાહ છે; અને તેમાં જે દોષો હોય તેને દૂર કરવા વિદ્વાનોને વિનંતી છે.

# ૫

# વર્તમાનપત્રો

૧. વર્તમાનપત્રો, માસિકો વગેરે પણ સાહિત્યપ્રવૃત્તિનાં અંગો છે. સામાન્ય પ્રજાને કેળવવાનું એ એક જબરું સાધન છે.

૨. પણ એ સાધનનો અતિશય દુરુપયોગ કરવામાં આવ્યો છે. લોકોને સાચી માહિતી અને સારી સલાહ આપવાને બદલે, ઇરાદાપૂર્વક ખોટી, અર્ધી સાચી — અર્ધી ખોટી, અધૂરી અથવા સાચી માહિતીને ખોટા દૃષ્ટિબિંદુથી મૂકી લોકોને ખોટે માર્ગે દોરવાનું કામ વર્તમાનપત્રો દ્વારા પદ્ધતિપૂર્વક કરવામાં આવે છે.

૩. જાહેરખબરો દ્વારા પૈસા મેળવવાના લોભમાં એ અનેક પ્રકારનાં જૂઠાણાં અને અનીતિ ફેલાવનારું સાધન બન્યું છે.

૪. વાંચવાનો શોખ ધરાવનાર માણસને ફુરસદ હોય, અને તેને પ્રત્યક્ષ રીતે તડાકામાં ગાળવા માટે સોબત ન હોય અને તેથી કંટાળો આવે, તો તે કંટાળો આવવા દેવાને

હરકત નથી. થોડી વાર કંટાળીને પડી રહ્યા બાદ એ કાંઈ કામ શોધીને તેમાં વળગશે; પણ કેવળ ફુરસદનો સમય વિતાડવાના હેતુથી જ પ્રસિદ્ધ થયેલું પત્ર, માસિક કે વાર્તાનું પુસ્તક એ લઈને બેસે તો તેથી એ, આભાસરૂપ મનોરંજન મેળવી, વધારે સમય પરોક્ષ તડાકામાં — એટલે આળસમાં ગાળશે, અને ઘણુંખરું પોતાના મનને હલકી લાગણીઓથી ચલિત કરી મૂકશે અને કુસંસ્કારોને પોષશે. પત્રો, માસિકો અને નવલકથાનાં પુસ્તકોથી અનેક તરુણ અને તરુણીઓ વિકારી અવસ્થામાં પડેલાં અને કુમાર્ગે દોરાઈ ગયેલાં જોવામાં આવ્યાં છે. આવાં પ્રકાશનો બાળી મૂકવાને યોગ્ય જ ગણાય.

૫. પોતાનો કે બીજા કોઈ તરફથી મળેલો પણ સાચો હિતકર અને ઉપયોગી કાંઈક સંદેશો પોતાને પહોંચાડવાનો છે એવું જેને લાગી ગયું હોય તેણે જ પત્રના કે લેખનના વ્યવસાયમાં પડવું જોઈએ. એણે સત્યને ચીવટાઈથી વળગી રહેવું જોઈએ, અને પોતાની વિરુદ્ધ જતી પણ સત્ય બાબતોને તથા ફરિયાદોને પ્રસિદ્ધ કરવી જોઈએ, તથા પોતાની ભૂલોને નિખાલસપણે કબૂલ કરવી જોઈએ. જાહેરખબરોથી પોતાનો ખર્ચ કાઢવાના લોભમાં એણે ન પડવું જોઈએ; પણ પોતાની ઉપયોગિતા સિદ્ધ કરી લોકપ્રિયતાને લીધે જ તેનું ખર્ચ નીકળી રહે એવી સ્થિતિ આણવી જોઈએ. આથી, એ મૂઠીભર લોકોની જરૂરિયાતોને નહિ પણ સમસ્ત પ્રજાની અથવા આમ-પ્રજાની જરૂરિયાતો અને બાબતોને ચર્ચનારું હોવું જોઈએ.

# ૬

## કળા

૧. કુદરતના સૌંદર્ય આગળ માણસે નિર્માણ કરેલી સર્વે કળાઓનું સૌંદર્ય નજીવું છે. આકાશ અને પૃથ્વીનું સૌંદર્ય કળારસિકને આનંદ આપવાને પૂરતાં છે. તે કળાનો જે સ્વાદ લઈ શકતો નથી તે જો મનુષ્યનિર્મિત કળાનો શોખીન ગણાતો હોય તો તે મોહક દેખાવોને જ કળા સમજનારો હોવો જોઈએ. સાચી કળાનું એને ભાન જ નથી.

૨. સાચી કળા એ સારા સાહિત્યની જેમ વિચારોને રજૂ કરવાનું સાધન છે; અને સાહિત્યની શૈલી વિષે જે વિચારો દર્શાવ્યા છે તે યથોચિતપણે કળાને પણ લાગુ પડે છે.

૩. કળાને નીતિ, હિતકરતા અને ઉપયોગિતા સાથે સંબંધ નથી, પણ કેવળ સૌંદર્ય સાથે જ સંબંધ છે એમ કહેવું એ સૌંદર્યને તેમ જ કળાને ન સમજવા બરોબર છે. સત્ય એ જ ઊંચામાં ઊંચી કળા અને શ્રેષ્ઠ સૌંદર્ય છે, અને તે નીતિ, હિતકરતા અને ઉપયોગિતાથી રહિત હોઈ શકે નહિ.

૪. આથી કળા એ મનુષ્યજીવનને ઉપયોગી સાધન-સામગ્રીઓમાં દેખાવી જોઈએ; અને કળાને લીધે એ પદાર્થો સુંદર લાગવા ઉપરાંત વધારે સારી રીતે કામ આપનારાયે થવા જોઈએ.

૫. જે કળાની પાછળ પ્રાણીઓ ઉપર જુલમ, હિંસા, હાડમારી વગેરે રહ્યાં હોય, તેમાં દેખીતું સૌંદર્ય ગમે તેટલું હોય તોયે એ કળા કલિ અથવા સેતાનનું જ બીજું નામ છે.

૬. જે કળા મનુષ્યની હલકી વૃત્તિઓને ઉશ્કેરે, અને ભોગોની ઇચ્છાને વધારે તે કળા ગંદા સાહિત્યના જેવી જ ગણાય.

## ખંડ ૧૩મો : લોકસેવક

# ૧

# લોકસેવકનાં લક્ષણો—સામાન્ય

૧. ગુજરાન મેળવવા માટે કોઈ પણ ધંધો કરવો જ જોઈએ એટલા માટે પ્રજાસેવાનું કામ સ્વીકાર્યું ન હોય. પણ પ્રજાની સેવા કરવી એ જ જેના મનની મુખ્ય અભિલાષા હોય તે લોકસેવક ગણાય.

૨. પોતાનો સર્વ સમય પ્રજાની સેવામાં આપતો હોવાથી તે પોતાનો નિર્વાહ એ કાર્યને માટે સ્થપાયેલી સંસ્થામાંથી જ મેળવી લે એમાં દોષ નથી; અને કાર્ય બરાબર થાય તે માટે એવા લોકસેવકોની જરૂર રહે છે જ.

૩. પણ લોકસેવકનું નિર્વાહનું ધોરણ બીજા સેવકો કરતાં જુદું હોય. એ પોતાની આર્થિક સ્થિતિ સુધારવાની ઇચ્છાથી એ કાર્યમાં પડેલો ન હોવાથી એ પોતાના વેતનમાં વધારો થવાની અપેક્ષા ન રાખે, અને પોતા પર બીજાઓના નિર્વાહની જવાબદારી વધે નહિ એ વિષે શકય તેટલી કાળજી લે. વળી, એણે કાંઈ પ્રત્યક્ષ અથવા ભાવિ આશાઓનો

ત્યાગ કર્યો હોય એમ અપેક્ષા રાખી શકાય. એ થોડું બચાવી રાખવાની ઇચ્છાથી વેતન ન ઠરાવે, પણ શ્રદ્ધા રાખે કે અડચણને સમયે ઈશ્વર એને આપી રહેશે જ.

૪. પોતે કાંઈક ત્યાગ કર્યો છે અથવા પ્રજાનો સેવક કે આજીવન સેવક બન્યો છે એ વાતનું જેને ભાન કે અભિમાન રહ્યા કરે છે તે લોકસેવક છતાં પામરતા બતાવે છે.

૫. લોકસેવક નમ્રતાની પરાકાષ્ઠા બતાવે — 'શૂન્ય' થઈને રહે. એ બીજા વેતન લેનાર સેવકો કે બીજા વ્યવસાયો ઉપરાંત સેવાનાં કામ કરનારા લોક કરતાં પોતાને શ્રેષ્ઠ ન માને, અને તેમના ઉપર સરસાઈ ભોગવવા પ્રયત્ન ન કરે.

૬. લોકસેવકે પોતાની કોઈ સ્વાર્થી — જેવી કે યશ, અધિકાર વગેરેની મહેચ્છા પાર પાડવા પ્રજાસેવાના કાર્યમાં પડવું ન જોઈએ; પણ ધર્મની ભાષામાં કહીએ તો લોકસેવા દ્વારા ઈશ્વરોપાસના કરવાની શ્રદ્ધાથી, અને વ્યવહારની ભાષામાં કહીએ તો પોતાના દેશબંધુઓને કાંઈક વધારે સુખને માર્ગે ચડાવવામાં પોતે નિમિત્ત થાય એ ઇચ્છાથી જ કાર્યમાં પડવું જોઈએ.

૭. આથી પ્રજાનો સેવક પોતાની મીઠાશ અને નમ્રતાથી પ્રજાનાં અને સાથીઓનાં મનને હરી લે; પોતાના કાર્યપ્રદેશમાં જે કાંઈ સફળતા મળી હોય તેનો યશ બીજા સાથીઓને આપે; અને પોતે કરેલી સેવાના બળે જ એમનો માનીતો થાય.

૮. નિઃસ્વાર્થી, નમ્ર, પ્રામાણિક અને ચારિત્ર્યવાન લોકસેવક પ્રજાનો પ્રિય ન થઈ પડ્યો હોય એવો અનુભવ

નથી. ઊલટું, અનુભવ એવો છે કે જેને વિષે વિશ્વાસ બેઠો હોય તેવો લોકસેવક પોતાના કાર્યપ્રદેશમાં લગભગ સરમુખત્યારી ભોગવે છે, અને પ્રજા એના પડ્યા બોલને ઝીલી લે છે. એ કોઈનો અણુમાનીતો કે ઈર્ષ્યાપાત્ર થતો નથી કે ત્રાસદાયક લાગતો નથી.

૯. પ્રજા કે બીજા સાથીઓ અથવા આગેવાનો કે લોકસેવક મંડળની બહારના કાર્યકર્તાઓ કૃતઘ્ન છે કે કાર્યમાં આડખીલીરૂપ છે એવું જેને વારંવાર લાગતું હોય, તે સેવકમાં પોતામાં જ કાંઈક ભારે દોષ છે એમ નક્કી માનવું; કારણ પ્રજા, સામાન્ય રીતે, કૃતઘ્ન જ નહિ, પણ બહુ ઉદારપણે લોકસેવકોની કદર બૂજનારી હોય છે એવો અનુભવ છે.

૧૦. પ્રજાના સેવકમાં નીચેના ગુણો હોવા જોઈએ :

(क) એ ધાર્મિક વૃત્તિનો હોવો જોઈએ. એટલે કે એને સત્યાગ્રહ, સત્કર્મ, સદ્વાણી અને સદ્વર્તનમાં પૂર્ણ નિષ્ઠા હોવી જોઈએ. એ માટે એને ખંત, એમાં દોષ થાય તો બળતરા, અને એમાં જ પોતાનું અને પ્રજાનું શ્રેય છે એવી દૃઢ શ્રદ્ધા હોવી જોઈએ.

(ख) એનું ચારિત્ર એવું વિશુદ્ધ હોવું જોઈએ કે સ્ત્રીઓ એની પાસે નિર્ભયપણે જઈ શકે, અને પ્રજાને એને સ્ત્રીઓ પાસે જવા દેવામાં સંકોચ ન લાગે.

(ग) એનો આર્થિક વ્યવહાર સાવ ચોખ્ખો હોવો જોઈએ. કેટલાક માણસો મોટી રકમોમાં પ્રામાણિક હોય છે, પણ 'ચીભડાના ચોર' હોય છે. કેટલાક પાઈનો હિસાબ બરાબર આપે છે અને મોટી રકમોમાં ઘાલમેલ કરનારા હોય છે. લોકસેવક આ બન્ને આક્ષેપોથી પર હોવો જોઈએ અને

પોતાને હસ્તક આવેલી પાઈ પાઈનો એણે બરાબર હિસાબ રાખવો જોઈએ.

(घ) એ હમેશાં ઉદ્યોગી હોવો જોઈએ. જે ગપ્પાં-સપ્પાંમાં, નકામી વાતોમાં, ચોરાચૌટામાં વખત ગાળતો જણાય, તે સેવક કદી પ્રતિષ્ઠા નહિ મેળવે. એની ઉદ્યોગિતા પ્રજાને દાખલો બેસાડનારી થવી જોઈએ.

(च) સમયપાલન એનામાં અવશ્ય હોવું જોઈએ. જે કાર્ય માટે જે સમય નક્કી કર્યો હોય, તેમાં ચૂક ન પડવી જોઈએ.

(छ) આનો અર્થ એ થયો કે એ બરાબર રીતે નિયમ-પાલન કરતો હોવો જોઈએ. સવારથી રાત સુધીની એની ક્રિયા ઘડિયાળની જેમ બરાબર ક્રમ પ્રમાણે ચાલતી હોવી જોઈએ.

(ज) વળી, પોતાની સંસ્થાના સિદ્ધાંતોનું અને નિયમોનું એ ખંતપૂર્વક પાલન કરનારો અને પોતાના ઉપરીની આજ્ઞાને બરાબર બજાવનારો હોવો જોઈએ. જે આજ્ઞાપાલનમાં સમજતો નથી તે કદી આજ્ઞા પળાવવાની લાયકાત મેળવી નહિ શકે.

(झ) પ્રજાના સેવકે પોતાના દેહગેહની ચિંતા ઈશ્વરને સોંપી નિર્ભયતા પ્રાપ્ત કરવી જોઈએ. પ્રજાની સેવા માટે પોતાના ધન, પ્રાણ, કુટુંબ, સુખસગવડ, સ્વતંત્રતા ઇત્યાદિનો ત્યાગ કરવાની પહેલી જવાબદારી એણે પોતાને માથે લઈ લેવી જોઈએ. અને જ્યારે જરૂર આવી પડે ત્યારે, ભારે જોખમ ઉઠાવીનેયે, પ્રજાકીય કાર્યમાં પડવું જોઈએ.

(ટ) એ જાતે અતિશય સ્વચ્છ હોવો જોઈએ; છતાં, અસ્વચ્છ માણસો સાથે ભળતાં અને અસ્વચ્છતા હઠાવવાનું કામ કરતાં એને સૂગ ન ચડવી જોઈએ.

(ઠ) એણે રોજનીશી લખવાની ટેવ રાખવી જોઈએ, અને તેમાં પોતાનું દૈનિક કર્મ બરાબર નોંધવું જોઈએ.

(ડ) ઈશ્વરસ્મરણથી દિવસનો આરંભ કરી રાત્રે આખા દિવસનું પોતાનું કાર્ય તપાસી જઈ તથા તે પર મનન કરી અને ઈશ્વરસ્મરણપૂર્વક નિદ્રા લેનારો લોકસેવક પ્રજાની સેવા કરતો કરતો શ્રેયને જ પામે.

(ઢ) આવો સેવક વિચાર કરતાં શોધી લેશે કે પ્રજાના સેવકે બ્રહ્મચર્ય ધારણ કરીને રહેવું જોઈએ; અને જ્યારથી એને એ બાબતની ખાતરી થાય, ત્યારથી તે એ દિશામાં પ્રયત્નશીલ થાય.

## ૨

# ગ્રામસેવકની ફરજો*

૧. ગ્રામસેવકનો પહેલો ધર્મ ગ્રામનિવાસીને સ્વચ્છતાની કેળવણી આપવાનો છે. એ કેળવણીમાં વ્યાખ્યાન અને પત્રિકાને ઓછું સ્થાન છે, એટલે એ પદાર્થપાઠથી જ આપી શકાય. આમ કરવા છતાં ધીરજની આવશ્યકતા રહેશે જ. ગ્રામસેવક બે દિવસ સેવા કરે એટલે લોકો પોતાની મેળે કામ કરતા થઈ જશે એમ માનવાનું કારણ નથી.

૨. ગ્રામસેવકે ગ્રામવાસીઓને ભેગા કરી પ્રથમ તેમનો ધર્મ સમજાવવો. પછી ગામડામાંથી જ કોદાળી, પાવડો, ટોપલી કે ડોલ અને ઝાડુ એટલી ચીજો પેદા કરી લઈ સફાઈનું કામ શરૂ કરી દેવું.

૩. રસ્તા તપાસી પહેલાં મળને ટોપલીમાં પાવડા વતી એકઠો કરવો, અને તે જગ્યાને ધૂળ વતી ઢાંકી દેવી. જ્યાં મૂત્ર હોય ત્યાં પણ પાવડા વતી ઉપરની ભીની ધૂળ તે જ

* 'ગામડાંની વહારે' એ લેખમાળાના આધારે.

ટોપલીમાં લઈ લેવી, ને પછી તેની ઉપર આસપાસની ચોખ્ખી ધૂળ વેરવી.

૪. મળ ખેડૂતને સારુ સુવર્ણ છે. તેને ખેતરમાં નાખવાથી તેનું સુંદર ખાતર બને છે અને પાક ઘણો સરસ ઊતરે છે. આથી ખેડૂતને સમજાવી બનતાં સુધી કોઈકના ખેતરમાં આશરે નવ ઇંચ ઊંડા મળ દાટવા; એથી વધારે ઊંડા ન દાટવા, મળ દાટી ખાડો માટીથી પૂરી દેવો.

૫. મળની વ્યવસ્થા કર્યાં બાદ કચરાની વ્યવસ્થા કરવી. કચરો બે પ્રકારનો હોય છે: (૧) ખાતર લાયકનો; જેમકે છાણ, મૂતર, શાકભાજીનાં છોડાં, એઠવાડ વગેરે; (૨) લાકડાં, પથરા, પતરાં, ચીંથરાં ઇત્યાદિ.

૬. ખાતરજોગ કચરો જુદો ભેગો કરી મળની જેમ, પણ જુદા ખાડામાં દાટવો જોઈએ અથવા ઉકરડો કરવાની જગ્યાએ રાખવો જોઈએ.

૭. બીજો કચરો પૂરવા જેવા ખાડાઓમાં નાખવો જોઈએ, અને ખાડો ભરાય ત્યારે માટી પાથરી ખાડો સપાટ કરવો જોઈએ. આવા કચરામાંથીયે છોડિયાં, દાતણની ચીરો વગેરે ધોઈ સૂકવીને બળતણમાં વાપરી શકાય અને ચીંથરાં વેચી શકાય.

૮. ઉકરડાની જગ્યાએ સોંઘાં પાયખાનાં બાંધવાની આગળ (આરોગ્યના ખંડમાં) સૂચના કરી છે. જ્યાં એવી વ્યવસ્થા થાય ત્યાં, જ્યાં લગી એવી રીતે એકઠા થયેલા મળને વરાડે પડતો વહેંચી લેતાં ખેડૂતો શીખે નહિ ત્યાં લગી ગ્રામસેવકે, જેમ રસ્તાને તેમ જ, ઉકરડાને સાફ કરવો રહ્યો.

૯. ગામના રસ્તા પાકા અને સારા કરવા માટે ઉપાયો યોજવાનું કામ ગ્રામસેવકનું છે. સ્થાનિક પરિસ્થિતિ પરત્વે એ ઉપાયો જુદા જુદા હોય. ગામના ઘરડેરા કદાચ એમાં સલાહ આપી શકે.

૧૦. સફાઈમાંથી પરવાર્યાં બાદ ગ્રામસેવકે આવશ્યક ઓજારો અને સાધનો લઈ ગામમાં ચાલતા રેંટિયા, પીંજણ, ચરખો વગેરેની તપાસ માટે નીકળવું. જ્યાં દુરસ્તી વગેરેની જરૂર જણાય ત્યાં તે કરી દેવી અને કરતાં શીખવવી. નવા શીખેલાઓનું કામ તપાસી લઈ તેમને ઘટતી સૂચનાઓ આપવી. નવા શીખવા ઇચ્છનારાઓને જુદો સમય આપી તેમને શિક્ષણ આપવું. આ માટે ગામમાં જે વખતે આ કામો સામાન્ય રીતે ચાલતાં હોય તે જ સમયે તપાસ માટે નીકળવું.

૧૧. સૂતર, વણાટ કે બીજા ઉદ્યોગોની વ્યવસ્થા ગ્રામસેવક મારફત થતી હોય તો તેને માટે સમય ઠરાવી, લોકોને તે જ સમયે આવવા ટેવ પાડવી, અને તે દરમ્યાન માલ તપાસી તેમાં કરવા જોઈતા સુધારા વિષે સૂચનાઓ આપવી.

૧૨. ગ્રામસેવકે કમમાં કમ દિવસમાં એક વાર લોકોને અનુકૂળ હોય તેવે સમયે ગ્રામવાસીઓને ભેગા કરી સમૂહ-પ્રાર્થના કરવી. લોકો સમજી શકે તેવી ભાષામાં તે હોય. ગ્રામસેવકને સંગીતનું ઠીક જ્ઞાન હોવું ઇષ્ટ છે; અને તેવું જ્ઞાન ન હોય તો ગામમાંથી સારું ગાઈ શકનારાઓ પાસે ભજન, ધૂન વગેરે ગવડાવવાં અને બીજાઓને તેમાં જોડવા. ઘણાં-ખરાં ગામોમાં ભજનમંડળીઓ હોય છે, તેમને નવાં અને

સારાં ભજનો શીખવી તેમનો પ્રાર્થનામાં ઉપયોગ કરવો.

૧૩. પ્રાર્થના બાદ લોકોને વર્તમાનપત્રોમાંની ઉપયોગી બીનાઓ, સારા લેખો, પુસ્તકો, ધાર્મિક ગ્રંથો કે કથાઓ કહેવાં કે વાંચી સંભળાવવાં.

૧૪. ગ્રામસેવકે નીચેની સૂચનાઓ ધ્યાનમાં રાખવી :

(क) ગામમાં પક્ષો હોય તો કોઈ પણ પક્ષમાં પોતે ભળવું નહિ; પણ તટસ્થ રહી સર્વેની સરખી સેવા કરવી અને સરખી મિત્રાચારી રાખવી, તથા પોતાના પ્રભાવથી જો કાંઈ થઈ શકે એમ હોય તો તે પક્ષો મટાડવા પ્રયત્ન કરવો.

(ख) સામાન્ય રીતે મિષ્ટાન્ન વગેરે થવાનાં હોય તેવાં આમંત્રણો સ્વીકારવાં નહિ. ગ્રામવાસીઓ ગ્રામસેવકો પ્રત્યેની પોતાની મમતા બતાવવા માટે જુદાં જુદાં નિમિત્તો ખોળી આમંત્રણો આપે છે, અને ગ્રામસેવકો તેમનાં મન ન દૂભવવાની વૃત્તિથી તેને સ્વીકારવા માંડે છે. પણ એમાંથી ઘણા ગ્રામ-સેવકો સ્વાદલોલુપ બની જાય છે અને એવાં ઘરોને ખોળતા ફરે છે તથા મિષ્ટાન્નનાં નોતરાં માગતાંયે અચકાતા નથી. ગ્રામસેવકે યાદ રાખવું કે આવાં ખર્ચો સારા ગણાતા ગ્રામ-વાસીઓ પણ ગજાની ઉપરવટ થઈને જ કરતા હોય છે, અને મહેમાનોનું ખર્ચ ગ્રામવાસીઓ પર એટલું મોટું હોય છે કે મહેમાનોને સાદો ખોરાક જ આપવાની પદ્ધતિ દાખલ કરવા ગ્રામવાસીઓને શીખવવાની જરૂર છે. આથી ગ્રામ-સેવકે મિષ્ટાન્નનાં નોતરાં ન સ્વીકારવાનો અને સ્વીકારવાં પડે તો પોતે સામાન્ય રીતે મિષ્ટાન્ન ખાવાવાળો હોય છતાં ત્યાં

તો તેણે સાદો ખોરાક લેવાનો જ આગ્રહ રાખી મિષ્ટાન્નનો ત્યાગ કરવો જોઈએ.

(ग) ગ્રામસેવકે પોતાની ખાવાપીવાની ટેવો અતિશય સાદી રાખવી જોઈએ, જેથી ગરીબમાં ગરીબ ઘરનેયે એની સગવડ સાચવવા માટે દોડધામ ન કરવી પડે અથવા ખાસ તૈયારી ન કરવી પડે.

(घ) ગ્રામસેવકે સંયમી અને તપવ્રતમય જીવન ગાળવું જોઈએ. પરંતુ જેને ગ્રામસેવા કરવી છે તેણે પોતાનાં વ્રતો ગામડાંની પરિસ્થિતિનો વિચાર કરી લેવાં જોઈએ, નહિ તો વ્રત પણ સ્વચ્છંદ બને અને ગ્રામવાસીઓને મૂંઝવણરૂપ થાય. દાખલા તરીકે, કોઈ ગ્રામસેવક ગોળખાંડ છોડે અને દૂધમાં મધ માગે, ચા છોડે અને કૉફીની કે મસાલાના ઉકાળાની અપેક્ષા કરે તો તે વ્રતો ઉપરના દોષોને પાત્ર થાય.

# ખંડ ૧૪ મો: સંસ્થાઓ

## ૧

## સંસ્થાની સફળતા

૧. કોઈ પણ સંસ્થાની સફળતા નીચેની શરતોને અધીન રહે છે:

(क) સંસ્થાના ઉદ્દેશ પ્રત્યે અત્યંત વફાદારીયુક્ત નિષ્ઠા, અને તેની સિદ્ધિ માટે ધગશ.

(ख) સંસ્થાના નિયમોનું સ્થૂળ પાલન જ નહિ, પણ તેના ભાવનુંયે પાલન.

(ग) સંસ્થાના સંચાલકો, સભ્યો, સેવકો વગેરે કાર્યકર્તાઓમાં ભ્રાતૃભાવ અને એકરાગ.

૨. આ ત્રણમાંની એકાદ શરત પણ ન પળાતી હોય તો બીજી બધી અનુકૂળતાઓ છતાં એ સંસ્થા પ્રાણવાન નહિ બને.

## ૨

# સંસ્થાનો સંચાલક

૧. સંસ્થાનો સંચાલક એ સંસ્થાનો પ્રાણ છે એમ કહી શકાય.

૨. એની ઉદ્દેશ પ્રત્યે નિષ્ઠા અને ધગશ, અને એનાં નિયમપાલન, બીજા સભ્યો પ્રત્યેનું વર્તન, ઉદ્યોગિતા એ બધાં પર સંસ્થાની સિદ્ધિનો ઘણો આધાર રહેલો છે.

૩. સંચાલકને પોતાના અધિકારનો ગર્વ, અથવા સંસ્થાના બીજા સભ્યો પ્રત્યે અનાદર કે અણગમો રહેતા હોય તો તે સંસ્થાને નુકસાન કરનારા થાય.

૪. જેમ સારો સેનાપતિ નિયમો પળાવવામાં ઘણો આગ્રહી અને સખત હોય છતાં પોતાના સિપાઈઓનો પ્રેમ સંપાદન કરવા કાળજી રાખે છે અને પોતાના સિપાઈઓ માટે અભિમાન ધરાવે છે, તેમ સંસ્થાના સંચાલકનું હોવું જોઈએ.

૫. સંચાલકની નજર સંસ્થાની ઝીણામાં ઝીણી બાબતો ઉપર પણ ફરી વળે. એ સંસ્થામાં રહેનારાં માણસો તથા પ્રાણીઓનાં સુખદુઃખની, જેમ માતા બાળકની રાખે તેમ, કાળજી રાખે.

૬. સંચાલક પ્રસંગ પરત્વે પોતાનો અધિકાર બજાવે, છતાં પોતાના મનમાં એના હાથ નીચેના માણસો માટે સમાનપણાનો અથવા સાથીપણાનો જ સંબંધ માને; અને નાનામાં નાના માણસનેયે પોતાનો ગોઠિયો જ સમજે. એ એમ માને કે પોતાનું સંચાલકપણું પોતાની વિશેષ લાયકાતને લીધે નહિ, પણ સાથીઓના એના પ્રત્યેના પક્ષપાત કે આદરને લીધે જ છે.

૭. આથી એ નાનામાં નાના માણસની સૂચનાને પણ આદરપૂર્વક સાંભળે અને યોગ્ય હોય તો સ્વીકારવા તૈયાર રહે, તથા અયોગ્ય લાગે તો એને અયોગ્યતા સમજાવવા પ્રયત્ન કરે.

૮. સંચાલક કાચા કાનનો ન થાય. કોઈને વિષે ઉતાવળે પ્રતિકૂળ અભિપ્રાય ન બાંધી લે, પણ પ્રતિકૂળ અભિપ્રાય બાંધવામાં દીર્ઘસૂત્રીપણું બતાવે અને સાફ પુરાવા વિના પ્રતિકૂળ અભિપ્રાય ન બાંધે.

૯. હાથ નીચેના માણસોમાંથી સંચાલક કોઈને વિશેષ માનીતા ન કરે; કોઈના પ્રત્યે પક્ષપાત ન કરે; અને એકનું ઓછું દેખાડવા માટે બીજાનાં વખાણ ન કરે.

૧૦. નિયમોનું બરાબર પાલન કરાવવા માટે વર્તન કે વાણીમાં કડોરતાની કે શિક્ષા કરવાની જરૂર નથી. એવી જરૂર માનનાર સંચાલક લાયકાતની ખામી બતાવે છે.

૩

# સંસ્થાના સભ્યો

૧. જે સંસ્થાના સભ્યોમાં પરસ્પર ભ્રાતૃભાવ અને આદર નથી, તે સંસ્થા લાંબો વખત તેજસ્વી નહિ રહી શકે. એમાં શાખાઓ અને તડો પડશે; અને સંસ્થાના મૂળ ઉદ્દેશને ભૂલી એકબીજા સાથે કલહ કરવામાં જ રોકાઈ જશે.

૨. જે સંસ્થાના સભ્યો પોતાના ઉપરીની આજ્ઞાઓ ઉઠાવવા હર્ષથી તત્પર ન હોય, તે સંસ્થા લાંબો વખત તેજસ્વી નહિ રહી શકે. એમાં આળસ અને ઢીલાપણું આવી જશે, અને સભ્યો પ્રમાદમાં પડી જશે.

૩. સંચાલક અને સભ્યો વચ્ચે કેવળ સ્થૂળ જ નહિ પણ માનસિક સહયોગ પણ હોવો જોઈએ. એટલે કે સભ્યોએ સંચાલકની ઇચ્છા કે આજ્ઞાને આધીન હોવું બસ નથી. પણ તે ઇચ્છા કે આજ્ઞાની યોગ્યતા સ્વીકારતા હોય તો જાણે પોતે જ પોતાના મગજમાંથી એ કામ કરવા ઠરાવ્યું હોય તેમ વર્તવું જોઈએ.

૪. જે નિયમ કે આજ્ઞાની યોગ્યતા વિષે સભ્યોની ખાતરી ન થતી હોય, તે વિષે સભ્યોએ સંચાલક સાથે ચોખવટ કરવી જોઈએ; અને ખાતરી ન થાય ત્યાં સુધી ખાતરી થઈ છે એવો સંચાલકના મન પર ભાસ ઉત્પન્ન કરવો ન જોઈએ.

૫. જો એવો નિયમ કે આજ્ઞા સત્ય કે ધર્મને વિરોધી ન લાગતાં હોય, પણ વ્યાવહારિક દૃષ્ટિએ જ અયોગ્ય લાગતાં હોય તો તેની યોગ્યતા વિષે ખાતરી ન થાય તોયે તેનું પાલન કરવું જોઈએ; અને જો એ સત્ય કે ધર્મને વિરોધી લાગતાં હોય તો સંસ્થા છોડવા સુધી તૈયાર થવું જોઈએ.

૬. જો નિયમ કે આજ્ઞા સત્ય કે ધર્મને વિરોધી ન હોય, પણ તેનું પાલન પોતાની નબળાઈને લીધે કપરું લાગતું હોય, તો સભ્યે સંસ્થાના ઉત્કર્ષ માટે સંસ્થા છોડવી એ જ ઇષ્ટ ગણાય.

૭. સભ્યોમાં પરસ્પર મતભેદ થાય, કોઈકના વર્તન વિષે શંકા આવે કે તેથી પોતાને અસંતોષ કે દુઃખ થયું હોય, કોઈના આશય વિષે પોતાના મનમાં વહેમ આવ્યો હોય, તો તેવી દરેક બાબતમાં તે માણસ સાથે જ સૌથી પહેલાં વાતચીત કરી ખુલાસો કરી લેવો જોઈએ. જો એથી ખુલાસો ન થાય અને પોતાને તેને વિષેનો અભિપ્રાય કાયમ રહે કે વધારે દૃઢ થાય, તો તેના અથવા પોતાના તરતના ઉપરીને તે વિષે જણાવવું જોઈએ, અને યોગ્ય કરવાનું તેને સોંપવું જોઈએ.

૮. તે જ માણસ સાથે ચોખવટ કરવાનો પ્રયત્ન કર્યા વિના એ વિષે ઉપરીને કે બીજાઓ આગળ વાત કરવી અથવા તરતના ઉપરીને જણાવ્યા વિના એકદમ વરિષ્ઠ અધિકારી આગળ વાત લઈ જવી એ દોષ છે.

૯. પોતાના મનમાં બીજા વિષે ઉપર પ્રમાણે કોઈ દોષ વસ્યો હોય, તેનો પહેલી તકે ખુલાસો કરવાને બદલે મનમાં સંઘરી રાખવો, અને ઉપરીને જણાવવાની જરૂર ઊભી થતાંયે ન જણાવવો, એ સંસ્થામાં ગંદવાડ ભેગો થવા દેવા જેવું છે.

૧૦. જે સંસ્થામાં સભ્યોના દોષોની અંદર અંદર કુથલીઓ ચાલ્યા કરતી હોય, છતાં ઉપરીઓ સુધી વાત ન જતી હોય, અને જેને વિષે વાત હોય તેની સાથે ખુલાસો પણ ન થતો હોય, તે સંસ્થા તેજસ્વી નહિ રહી શકે; એમાં પાપ, દંભ, અસત્ય અને ખોટી લજ્જા પેસી એને નિષ્પ્રાણ કરી મૂકશે.

૪

# સંસ્થાનો આર્થિક વ્યવહાર

૧. પૈસાને અભાવે કોઈ સાચાં કામ અટકી પડેલાં જાણ્યાં નથી.

૨. ભંડોળ ભેગું કરી વ્યાજમાંથી ખર્ચ ચલાવવાની વૃત્તિ ઇષ્ટ નથી. સંસ્થાના સંચાલકોમાં દૃઢ શ્રદ્ધા હોવી જોઈએ કે જે સંસ્થાનો પ્રજાને ઉપયોગ છે તેના નિર્વાહ માટે પૈસો મળી જ રહેશે.

૩. એ સંસ્થાની ઉપયોગિતાની પ્રજાને ખાતરી ન થાય ત્યાં સુધી સંચાલકોને વધારે મહેનત કરવી પડે ખરી; પણ તે મહેનત તપશ્ચર્યા અને સેવાનો જ ભાગ ગણાય.

૪. બાદ તો એટલી મદદ મળી રહે છે કે અનેક સંસ્થાઓની નિષ્પ્રાણતાનું કારણ એમની પાસેનો અર્થસંચય જ થાય છે. આથી આદર્શ સંસ્થાએ પૈસો ભેગો કરવાના મોહમાં પડવું જ ન જોઈએ.

૫. સાર્વજનિક પૈસા પર નભતી સંસ્થાઓમાં કરકસર પર પૂરતું લક્ષ નથી અપાતું એવું સામાન્યપણે જોવામાં આવે છે. આ મોટો દોષ છે. હિંદુસ્તાન જેવા ગરીબ દેશની સેવા કરનાર સંસ્થાઓ અત્યંત કરકસરથી ચાલવી જોઈએ.

૬. સંસ્થામાં હિસાબ ચોખ્ખા રાખવા ઉપર ખાસ ધ્યાન આપવું જોઈએ. પાઈએ પાઈનું શરાફી પદ્ધતિએ નામું મંડાવું જોઈએ, અને પ્રમાણભૂત તપાસનારાઓ પાસે એ તપાસાવવું જોઈએ.

# ગાંધીજીનાં પુસ્તકો

| | |
|---|---|
| આત્મકથા ભા. ૧–૨ | ૧—૦—૦ |
| ખરી કેળવણી | ૦–૧૨—૦ |
| કેળવણીનો કોયડો | ૧—૦—૦ |
| ધર્મમંથન | ૦–૧૨—૦ |
| વ્યાપક ધર્મભાવના | ૦–૧૪—૦ |
| અહિંસા | ૦—૮—૦ |
| વર્ણવ્યવસ્થા | ૦—૬—૦ |
| અનાસક્તિયોગ | ૦—૨—૦ |
| गीतापदार्थकोष | ૦—૪—૦ |
| મંગળપ્રભાત | ૦—૧—૦ |
| આશ્રમવાસી પ્રત્યે | ૦—૨—૦ |
| દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહનો ઇતિહાસ ભા. ૧ | ૦–૧૨—૦ |
| દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહનો ઇતિહાસ ભા. ૨ | ૧—૦—૦ |
| યેરવડાના અનુભવ | ૦–૧૨—૦ |
| હિંદ સ્વરાજ (હસ્તાક્ષરમાં ખાદીનું પૂઠું) | ૧–૧૨—૦ |
| (સાદું પૂઠું) | ૧—૪—૦ |
| ગાંધીજીનું નવજીવન (ચાર ભાગ) | ૧૧—૦—૦ |
| 'નીતિનાશને માર્ગે' | ૦—૪—૦ |
| ત્યાગમૂર્તિ અને બીજા લેખો (સુધારાવધારાવાળી નવી આવૃત્તિ) | ૦–૧૨—૦ |

નવજીવન પ્રકાશન મંદિર
અમદાવાદ

# આ લેખકનાં અન્ય પુસ્તકો

| | | |
|---|---|---|
| જીવનશોધન | | ૧–૦–૦ |
| વિદાય વેળાએ | | ૦–૮–૦ |
| નામાનાં તત્ત્વો | | ૨–૮–૦ |
| કેળવણીના પાયા | | ૧–૦–૦ |
| ગીતાધ્વનિ | | ૦–૧–૬ |
| ગીતામંથન | નવી આવૃત્તિ છપાય છે. | |
| ઊધઈનું જીવન | ,, ,, | |
| સહજાનંદ સ્વામી | ,, ,, | |

નવજીવન પ્રકાશન મંદિર
અમદાવાદ